ગોઠવી દેવો જોઈએ અને પછી, કઢાઈઓમાં રસ ભરી, ઉકાળવાની ક્રિયા શરૂ કરવી જોઈએ એ કામ માટે બળતણ તરીકે શેરડીના કૂચા વાપરવામાં આવે છે જો તેમાંથી પુરેપુરો રસ કાઢી લીધેલો હોય તો તે તાજા અને તાજા પણ વાપરી શકાય છે પણ એ તેમ કરવામાં તકલીફ પડે તો તેને થોડી વાર લગી તડકામાં નાખી સુકવી લેવા જોઈએ

રસ ઉકાળવા માટે આગ એકદમ ધીમી પણ નહિ તેમ એકદમ વધુ પણ નહિ જોઈએ શરૂઆતમાં આંચ મધ્યમ હોવી જોઈએ અને આગળ જતાં વધારવી જોઈએ કારણ જો આંચ ઓછી હશે તો ગોળ પીળા રંગના અને પ્રવાહી જેવો બનશે પરંતુ જો આંચ વધુ હોય તો તે ઘેરા લાલ રંગના અને કઠણ બને છે

રસ ઉકાળવાની શરૂઆત પછી થોડી વારે તેમાં મેલની છારી આવવા લાગે છે અને જોતજોતામાં તેની પોપડી જેવી બંધાઈ જાય છે. રસ ઉકળતો જાય અને છારી આવતી જાય તેમ તેમ—

**છારી કાઢવી** જોઈએ એ કામ માટે સામાન્ય ચમચા વાપરવાનો રિવાજ છે અને તે વડે રસની ઉપરની સપાટીએ બંધાયેલ છારીની પોપડી કાઢી લેવાય છે એ કામ અગત્યનું છે કારણ કે જો છારી બરાબર નહિ કાઢવામાં આવે તો તે રસમાં ભળી જઈ ગોળને ખરાબ કરે છે, માટે એ કામ કાળજીપૂર્વક કરવાની ચીવટ રાખવી જોઈએ એટલુંજ નહિ પણ જરૂર હોય તો રસમાંથી બધો મેલ દૂર કરી લેવા માટે દૂધ-પાણીનો મેળવણી પણ ઉમેરવી જોઈએ

રસ પરની છારી ઉતાર્યા પછી રસ ઘટ્ટ થવા માંડે છે એ વેળા તેને ધીમે ધીમે પણ સતત હલાવવો જરૂરી છે જ્યારે રસ પુરતો ઘટ્ટ થઈ ચૂકે કે તેમાંથી થોડોક લઈ ઠંડા પાણીમાં નાખી, ગોળી વાળી જોવી જો ગોળી બરાબર વાળી શકાય તો ગોળ તૈયાર થયો સમજી, કઢાઈને ચૂલા પરથી ઉતારી, એ જાડા રસને બીજી ઠંડી કઢાઈમાં કાઢી ધીમે ધીમે હલાવતા રહેવો જ્યારે તે ઠંડો પડવા આવે ત્યારે તેને—

**ઠારવાની ક્રિયા થાય છે.** એ માટે જે તે બીબાં સાફ કરી, તેમાં ભીનું કપડું ફેરવી, પછી તેમાં એ સહેજ ગરમ જાડો રસ ભરી રહેવા દેવો ગોળ ઠરવાને કંઈ બધો સમય નથી લાગતો જો ગોળ ઢીલું હોય તો કલાક બે કલાકમાંજ કઠણ ગોળ બીબામાંથી કાઢી શકાશે પણ બીજું રહેવા દેવું હોય તો ગોળને ૨૪ કલાક લગી રહેવા દઈ, પછી બહાર કાઢી લેવો

હવે ગોળ તૈયાર છે વેચી પણ શકો છો અને પોતેય તેનો ઉપયોગ કરી શકો છો

ફાયદો મળે

ગોળ બનાવવાનો આરંભ કરતી વેળા તો અલબત, ચારે કઢાઈઓમાં તાજો રસ ભરવો પડે છે પણ પછી આગલી બેત્રણ કઢાઈઓમાંના રસના ગોળ બની જતાં એ કઢાઈઓમાં તાજો રસ ભરવાને બદલે પાછલી કઢાઈઓમાંનો ગરમ થયેલો રસ ક્રમવાર આગલી કઢાઈઓમાં લઈ લેવાય છે એ કામ માટે ચિત્રમાં દેખાય છે તેમ દરેક કઢાઈને નળ પણ લગાડેલો હોય છે અને વળી તાજો રસ પણ છેક છેલ્લી કઢાઈમાં સરળતાથી ભરી શકાય તે માટે રસ ભરવાના વાસણમાંથી એ કઢાઈ લગી પાણીની નળી જેવી નળીની જોડવણ કરાય છે (એ જોડવણ નહિ બને તો તે વિનાય ચાલી શકે છે)

(૫) એ મેળવણી ૫ તોલા દૂધ અને ૩૦ તોલા પાણી મિશ્ર કરવાથી બને છે એનો ઉપયોગ કરવાની રીત એ છે કે શરૂઆતમાં રસ ઉકાળતાં જે થોડી ઘણી છારી આવે તે બધી કાઢી લીધા પછી, એ પૂરતી દૂધ-પાણીની મેળવણી મેળવી, રસને હલાવી ઉકળવા દેવો એથી ફરી વાર છારી આવી બધો મેલ નીકળી જશે

ચાંદી જેવા સફેદ પણ તેથી વધુ સખ્ત અને ચકચકિત ધાતુના રકાબી, પ્યાલા, ગ્લાસ, ચમચા અને બીજી ડઝનબંધ ચીજો તમે જોઈ હશેજ. એ જે ધાતુ છે, જે જર્મન સિલ્વર—જેને આપણે જર્મન ચાંદી કહી શકીએ—ના નામથી દુન્યાભરમાં પ્રચલિત છે.

જર્મન સિલ્વરની ખપત અને ઉપયોગિતાથી કોઈ અજાણ્યું નથી. આવો, આજે એ ધાતુ જે તાંબા અને નિકલની મિશ્ર ધાતુ છે—બનાવવાના થોડાક પ્રયોગો જોઈએ—

૧-તાંબું ૫ ભાગ, નિકલ ૨ ભાગ, જસત ૩ ભાગ.

જર્મન સિલ્વરની સફળતાનો ખરો ભેદ એની બનાવટની ક્રિયામાં છે, કારણ કે તાંબું, નિકલ અને જસતને એકજીવ કરવાનું કામ સહેલું નથી. એને માટે ઉત્તમ રીત એ છે કે બે કુલડીઓ લઈ, એકમાં તાંબુ અને જસત નાખી પીગળાવો અને બીજીમાં નિકલ. જ્યારે તાંબુ અને જસત પીગળી જાય ત્યારે તેમને લાકડાના ડંડા વડે હલાવી મિશ્ર કરી, પછી તેમાં ધીરે ધીરે નિકલ ઉમેરી, ફરી વાર હલાવી, એકજીવ કરી ઢાળી લો.

૨-તાંબુ ૫૦ ભાગ, નિકલ ૨૬ ભાગ, જસત ૨૪ ભાગ.

આ પ્રયોગ મુજબ બનાવેલ ધાતુ ખરી ચાંદીને મુકાબલે મળતી આવે છે.

૩-તાંબું ૪૧ ભાગ, જસત ૪૧ ભાગ, નિકલ ૧૮ ભાગ.

આ ધાતુ જાડી હોય છે.

૪-તાંબુ ૩ ભાગ, નિકલ ૧ ભાગ, જસત ૧ ભાગ.

૫-તાંબુ ૩૦ ભાગ, નિકલ ૩૬ ભાગ, જસત ૩૪ ભાગ.

એને 'સફેદ તાંબું' પણ કહે છે.

૬-તાંબુ ૪૧ ભાગ, નિકલ ૩૨ ભાગ, સીસું ૨⅕ ભાગ, જસત ૨૪⅘ ભાગ.

એય 'સફેદ તાંબુ' કહેવાય છે.

૭-તાંબું ૫ ભાગ, જસત ૨ ભાગ, નિકલ ૧ ભાગ.

૮-તાંબું ૬ ભાગ, જસત ૨ ભાગ, નિકલ ૨½ ભાગ.

ચમચ, કાંટા વ. બનાવવા માટે આ ધાતુ ઉપયોગી છે.

૯-તાંબુ ૬૦ ભાગ, જસત ૨૦ ભાગ, નિકલ ૨૦ ભાગ, સીસું ૨ ભાગ, ગીસું ૩ ભાગ.

૧૦-તાંબું ૫૩[illegible] ભાગ, નિકલ ૧૭[illegible] ભાગ, જસત ૧૩ ભાગ.

૧૧-તાંબું ૫૫ ભાગ, નિકલ ૨૪ ભાગ, જસત ૧૬ ભાગ, કલઈ ૩ ભાગ, સીસું ૨ ભાગ.

એને 'જર્મન પ્લેટ' કહે છે.

૧૨-તાંબું ૪૦⅖ ભાગ, નિકલ ૩૧⅖ ભાગ, જસત ૨૫⅖ ભાગ, સીસું ૨⅖ ભાગ.

આ ચીના બનાવટ છે.

૧૩-તાંબું ૧ ભાગ, નિકલ ૧ ભાગ.

૧૪-તાંબુ ૨ ભાગ, નિકલ ૧ ભાગ.

આ ધાતુ એટલી સફેદ નથી, જેટલી કે ૧૩મા પ્રયોગની ધાતુ છે.

૧૫-તાંબુ ૫૭ ભાગ, નિકલ ૨૦ ભાગ, જસત ૨૦ ભાગ, ગીસું ૩ ભાગ.

૧૬-તાંબું ૫૫⅗ ભાગ, નિકલ ૨૯[illegible] જસત ૧૭⅗ ભાગ.

૧૭-તાંબું ૫૦ ભાગ, જસત ૨૫ ભાગ, નિકલ ૨૫ ભાગ.

અત્યંત સફેદ અને ઉમદા ધાતુ બને છે.

૧૮-તાંબુ ૫૪ ભાગ, જસત ૨૮ ભાગ, નિકલ ૧૮ ભાગ.

# ચાંદી સોનાનો ઢોળ

[ એક નાદિર હુનર ] 

[ ૧૦૭ મા અંકથી આગળ ]

## સોનાનો ઢોળ

સોનાનો ઢોળ ચઢાવવાનો હુનર બરાબર શીખી લેવા માટે પહેલા ચાર પાંચ વેળા નહાના પાયા–અને મેશક, નહાની ચીજો પર–આજમાઇશ કરી, અનુભવ મેળવવો જોઇએ કારણ કે, ઢોળ ચઢાવવામાં પુરેપુરી સફળતા મેળવવા માટે એક કરતા વધારે મુદ્દાઓ પર ધ્યાન આપવાનું હોય છે અને એમાં સહજ માત્ર ગફલત થતા ઢોળ બરાબર ચઢતો નથી આ વિષય એટલો તો વિશાળ છે કે એની સમજણ અહિં બે ચાર પાનામાં આપવી શક્ય નથી એ માટે આગળ લખ્યા પ્રમાણે યા તો વ્યક્તિગત શિક્ષણ મેળવવું જોઇએ યા એ વિષયની માહિતી મેળવી જોઇએ ટુંકમા કહેતા, સોનાનો ઢોળ બરાબર ચઢે એ માટે–

1. સોનાના ઢોળના મિશ્રણની બનાવટ
2. ઢોળ ચઢાવવાની ક્રિયા દરમિયાન અપાતી ગરમી
3. સોનાની ધનધ્રુવ–પ્લેટ અને
4. વિજળીનો બળ

એ ચારે પર ખાસ ધ્યાન આપવું જોઇએ ઢોળ જાડો અથવા પાતળો ચઢાવવાનો હોય તે પ્રમાણે ઢોળનું મિશ્રણ ઓછું વધતું જરૂર મુજબ વાપરવું જોઇએ, એટલું જ નહિ બલ્કે એજ પ્રમાણે વિજળિક બળમાં ફેરફાર કરવો જોઇએ ધનધ્રુવ (*Anode*) તરીકે વપરાતી સોનાની પ્લેટ[1] ચોખ્ખી સોનાની હોવી જોઇએ, કારણ કે જો તે ગીલીટ સોના યા બીજા પ્રકારના સોનાની હોય તો તેમાં તાંબા યા ચાંદીનો ભેગ મેળવેલો હોય છે, જેને કારણે જે ઢોળ ચઢે છે, તેમા એ ધાતુઓની ખરાબ અસર પણ થાય છે, માટે ચોખ્ખા સોનાની પ્લેટ વાપરવાની ખુબ ચીવટ રાખવી જરૂરી છે. જેમા સહજ માત્ર ભેગ મેળવેલો હોય એવી પ્લેટ આ કામ માટે વાપરવી ન જોઇએ

એ તો સૌ કોઇ જાણે છે કે ઢોળ ચઢાવવાની રીત એ છે કે, વાસણમાં–મેશક તે ચીની યા કાચનું હોય–ઢોળનું મિશ્રણ ભરીને ચુલા પર મુકાય છે, જ્યાં તે પૂરતું ગરમ થતા તેમા ધનધ્રુવ તરીકે સોનાની પ્લેટ અને ઋણધ્રુવ (*Cathode*) તરીકે જે ચીજો પર ઢોળ ચઢાવવો હોય તે ચીજો (આગળ લખ્યા પ્રમાણે બરાબર સાફ કરીને) એ વાસણમા જુદા જુદા તારથી બાંધીને થોડે થોડે દુર મુકવામા આવે છે અને એ બેઉના તારને વિજળીક બેટરી સાથે જોડતા, વિજળીક બળ વડે ઢોળ ચઢે છે ઢોળ બરાબર ચઢે છે યા નહિ તે માટે ૫–૫ મિનિટે મુળ ચીજને કાઢીને તપાસવી જોઇએ જો ઢોળ બરાબર ચઢતો ન હોય તો તેનુ કારણ જાણીને તે માટે ઘટતુ કરવુ જોઇએ અને જો ઢોળ બરાબર ચઢતો હોય તો તેને અમાકિ પેરેજ ચઢવા દેવો જોઇએ એની સમજણ માટે ચઢી રહેલા ઢોળનો રંગ પણ ઠીક ઠીક માર્ગદર્શન રૂપ થઇ પડે છે વિજળીક બળ ચાલુ થતાજ, મુળ ચીજનો રંગ તરતજ બે ત્રણ મિનિટમા બદલાઇને સોના જેવો પીળો થઇ જવો જોઇએ. જો બ્રાઉન યા મિશ્ર લાલ રંગ થાય અને તેના જોડાણ–તારો આગળથી પરપોટા ઉઠતા દેખાય તો ઢોળ વધુ ઝડપથી ચઢતો હોવાથી, સોનું "બળી જતુ" સમજવુ. જો એ રંગ બ્રાઉનને બદલે ઘેરો સોનેરી થાય તો ઢોળ ખુબ ઝડપથી ચઢતો સમજવો, પણ જો તે રંગ સફેદ–ભુરુ

(૧) સોનાની પ્લેટ [illegible] ઇ થી વધુ પાતળી હોવી ન જોઇએ અને તે પ્લેટિનમના તાર વડે બાંધવી જોઇએ, કારણ કે તાંબાનો તાર વાપરતા તેમાથી તાંબુ ઓગળીને ઢોળના મિશ્રણમા ભળી જવાનો અને તેથી ઢોળ ખરાબ થવાનો ડર રહે છે

આ ઢોળ-મિશ્રણ ચોખંડ અને પોલાદની ચીજો પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ ઉપયોગી છે અને તે ૧૮૦° એફની ગરમીએ વપરાય છે.

[૨]

બાયસલ્ફાઇટ ઑફ સોડા ૧½ ઔંસ, ફોસ્ફેટ ઑફ સોડા ક્રિસ્ટલ ૬¾ ઔંસ, બાયકાર્બોનેટ ઑફ પોટાશ ½ ઔંસ, કોસ્ટીક સોડા ½ ઔંસ, ચોખ્ખું પોટાશિયમ સાયનાઇડ ½ ઔંસ, ગોલ્ડ ક્લોરાઇડ ½ ઔંસ, અર્ક-પાણી ૧ ગેલન.

એનેમલના એક મ્હોટા વાસણમાં ¾ થી ⅞ ગેલન જેટલું અર્ક-પાણી લઇ, ગરમ કરી, તેમાં ગોલ્ડ ક્લોરાઇડ સિવાની બીજી દરેક ચીજો નાખી, ઓગળાવીને ફિલ્ટર કરી લો. પછી એક બીજા વાસણમાં બાકીનું ઠંડું અર્ક-પાણી નાખી, તેમાં ગોલ્ડ ક્લોરાઇડ નાખી ઓગળાવો અને જ્યારે પહેલું મિશ્રણ ઠંડુ થઇ ચુકે ત્યારે તેમાં આ મિશ્રણ ઉમેરી, મેળવો.

આ ઢોળ-મિશ્રણ પિત્તળ અને બ્રોન્ઝની વસ્તુઓ પર સોનાનો ઢોળ ચઢાવવા માટે ખાસ ઉપયોગી છે એ ૧૩૦° એફની ગરમીએ વપરાય છે

[૩]

ફોસ્ફેટ ઑફ સોડા ક્રિસ્ટલ ૬૦ ભાગ, બાઇસલ્ફેટ ઑફ સોડા ૧૦ ભાગ, ચોખ્ખું પોટાશિયમ સાયનાઇડ ૧ ભાગ ગોલ્ડ ક્લોરાઇડ ૨½ ભાગ, અર્ક-પાણી ૧૦૦૦ ભાગ

આ મિશ્રણ પણ પ્રયોગ નં ૧ ની પધ્ધતિએ બનાવીને ૧૨૦°થી ૧૮૦° એફની ગરમીએ વપરાય છે

[૪]

ગોલ્ડ ક્લોરાઇડ ૨ ભાગ, ચોખ્ખું પોટાસિયમ સાયનાઇડ ૨ ભાગ, સોડિયમ ફોસ્ફેટ ૨ ભાગ અર્ક-પાણી ૧૦૦ ભાગ.

[પાના ૬૬ થી આગળ]

**અફીણ**-વાવેતર અને તેનાથી બચવાના ઇલાજો. અંક ૭૧ અને ૭૩ મો. કી. ૮ આના

**અરીઠાં**-ઉપયોગ સંબંધી. અંક ૬૭ મો કી. ૪ આના

**અંગુર** કિંવા દ્રાક્ષ વાવેતર વિષે અંક ૬૫ અને ૬૬ મો કી ૮ આના

**અંજીર**-રોપણી વિષે અંક ૪૪ અને ૧૦૮મો. કી ૫ આના

**આઇસ્ક્રીમ**-રાસ્પબેરી, વેનિલા, નારંગી વ. પ્રકારના આઇસ્ક્રીમ બનાવવાના ૭ પ્રયોગો અંક ૯૦ મો. કી ૪ આના

**આતશબાઝી**-પ્રકાર પ્રકારનું દારૂખાનું બનાવવું. અંક ૭૦ અને ૭૨મો. કી. ૮ આના

**આદુ** અને **સુંઠ**-રોપણી અને સુકવણી વિષે અંક ૬૦ મો. કી. ૪ આના

**આરારૂટ**-વાવેતર-વેપાર વિષે. અંક ૫૪ મો. કી ૩ આના

**આંબા** અર્થાત **કેરી**-વાવેતર, રોગોનો ઇલાજ અને લાગવગ માટે પાગસતી સુચનાઓ. તથા કેરીના રસને ડબ્બામાં પેક કરવાની પધ્ધતિ અંક ૫૦, ૬૨, ૭૪, ૮૬ અને ૧૦૭ મો કી. રૂ. ૧-૩-૦

**ઇલેક્ટ્રોપ્લેટિંગ**-નિકલ તાંબા અને ક્રોમિયમનો ઢોળ ચઢાવવો. અંક ૭૮મો. કી ૪ આના

**ઇસપગોળ**-વાવેતર સંબંધી અંક ૯૧મો. કી ૪ આના

**એમોનિયા**-એમોનિયા અને તેની પેદાશ-બનાવટો અંક ૧૦૮ મો કી ૪ આના

**એર પાયલોટ** અર્થાત **વિમાની**-નવા ધંધા વિષે ખાસ લેખ અંક ૭૪મો કી. ૪ આના

**એરી રેશમના કીડાઓ**-તેમની ઉછેર સંબંધી અંક ૩૭ મો. કી. ૩ આના

અને, ભુલશો નહિ-આ તો ફકત એક ન્હાની સરખી યાદીજ છે આવા ૩૦૦ ઉપરાંત હુનરોની માહિતી કમરના પાછલા અંકોમાંથી મળી શકે છે ૨૮ પાનાની પુરી લિસ્ટ મુફત મગાવો

અંકોના ઑર્ડર સાથે પૈસા મોકલો

લખોઃ-**કમર ઑફિસ**, સોદાગરવાડા, સુરત.

# ઘેટાં ઉછેર

## ૧

હિન્દ* એક ગરમ દેશ છે અને તેથી અહિં બીજા ઠંડા દેશો જેટલો ઊની કપડાંનો વપરાસ નથી, તોય અહિં ૭ સાત કરોડ રૂપિયાનો ઊની માલ દર વર્ષે ખપે છે. એમાંનો થોડો ઘણો માલ હિન્દી બનાવટનો હોય છે, જ્યારે બાકીનો માલ પરદેશો ખાતેથી આયાત કરાય છે.

ઊનના ઉદ્યોગની દષ્ટિએ ઘેટાં ઉછેરની અગત્યતા સ્પષ્ટ છે. ઊન એક એવી કુદરતી બક્ષીશ છે, જેની બરોબરી કરે એવી કોઇ ચીજ હજી બનાવી સકાઇ નથી—નકલી ઊન બને છે, તે છતાં પરિણામે ઉમદા ઊન મેળવવા માટે ઉમદા ઘેટાંઓને સુધારે રીતે ઉછેરવા જોઇએ કારણ કે, એમની ઉછેર જેટલી વધુ સારી હોય, તેટલું જ ઊન વધારે ઉત્તમ પંકિતનું અને મ્હોટા પ્રમાણમાં પયદા થાય છે. જ્યાં ઘેટાં પોતે માંદલાં રહેતાં હોય, ખોરાક સારો ન મળતો હોય, રહેવાની જગ્યા વ. ખરાબ હોય, સ્વચ્છતાનું ધ્યાન ન રખાતું હોય ત્યાં તેમનું ઊન સારૂં ઉતરે ખરૂં ? નહિં જ. કેટલેય ઠેકાણે તો યા એવા ઘેટાં પર ઊન થતું જ નથી યા જે સહજ સાજ થાય છે, તે એટલી હલકી પંકિતનું હોય છે કે તેની કશી કીમત ઉપજતી નથી.

ઊનની ઉત્તમતાનો બીજો આધાર ઘેટાંની જાત પર છે બધી જાતના ઘેટાંઓ પર એક સરખી જાતનું ઊન થતું નથી, ઘેટાંની જેવી હલકી ભારી જાત, તેવું હલકું ભારી ઊન થાય છે, એટલું જ નહિં પણ જુદી જુદી જાતના યા જુદા જુદા દેશના ઘેટાંઓ પર થતા ઊનના પ્રમાણમાંય નોંધવાપાત્ર ફેર પડે છે. એથી ઉમદા ઊન મેળવવા માટે જરૂરી છે કે—

હિન્દુસ્તાનમાં લગભગ ત્રણ ચાર કરોડ ઘેટાં છે, જે દ્વારા વર્ષે દહાડે ઘેટા દીઠ બે રતલને હિસાબે ૭ કરોડ રતલ ઊન પયદા થાય છે

ઊનનો ધંધો પણ કંઈ ન્હાનો સુનો નથી. એક હાથે હિન્દમાંથી ઊન પરદેશ જાય છે, તો બીજે હાથે પરદેશી ઊન અને તેની બનાવટો હિન્દમાં પ્રવેશે છે

આ રહ્યા હિન્દમાંથી પરદેશ ખાતે થયલી ઊનની નિકાસના આંકડા—

| | |
|---|---|
| ૧૯૩૫-૩૬ | રૂ ૯,૯૪,૦૦,૦૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | રૂ ૩,૭૬,૦૦,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | રૂ ૩,૭૨,૦૦,૦૦૦ |

અને, આ રહ્યા પરદેશ ખાતેથી હિન્દમાં થયલી આયાતના આંકડા—

| | |
|---|---|
| ૧૯૩૫-૩૬ | રૂ ૨,૫૦,૦૦,૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | રૂ. ૨,૬૬,૦૦,૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | રૂ. ૪,૧૫,૦૦,૦૦૦ |

૧, ઘેટાં ઉમદા જાતના હોય અને
૨, તેમની ઉછેર-પદ્ધતિ સુધારે હોય.

## ૨.

હિન્દુસ્તાનમાં મુખ્યત્વે પંજાબ, સંયુક્ત પ્રાંતો, સિંધ બલુચિસ્તાન અને બિકાનેર ઊનના વેપાર કેન્દ્રો તરીકે જાણીતા છે, જો કે ઘેટાં ઉછેર એ પ્રાંતો સિવા બીજાય કેટલાક પ્રાંતોમાં થાય છે, પણ તે એટલા ન્હાના પાયા પર કે જેની કશી ગણના કરી ન સકાય. એ સિવાય ઉમદા ઊન ટિબેટ અને અફઘાનિસ્તાનથી હિન્દમાં આવે છે, પણ એ બેઉ પરદેશો હોઇ, એની સાથે આ લેખને કશો સંબંધ નથી.

ખરૂં કહેતાં હિન્દમાં લગભગ દરેક પ્રાંતમાં ઘેટાં ઉછેરી સકાય છે. એને માટે ખેતર યા ખુલ્લું મયદાન કે પહાડી જમીન બંધબેસતી થઇ પડે છે અને એક એકરના ન્હાનકડા

વિસ્તારમાં ૧૦૦થી ૧૫૦ ઘોડાં છુટાં ખુલ્લાં ઉછેરી શકાય છે વળી એને માટે કંઇ ઉમદા જમીનની જરૂરત નથી પડતર જમીન એ કામ માટે ઉપયોગી થઇ પડે છે, કારણ કે એ જમીનમાં જે કરવાનું છે, તે ફક્ત ઘાસ ઉગાડવાનુંજ છે—તે બાબતમાં નિશંક, કોઇ પણ નકામી જમીનમાં થઇ શકે છે

નાના પાયા પર ઘોડા ઉછેર માટેની એક યોજના એ છે કે, શરૂઆત ૧૦૦ ઘોડીઓ અને ૧૦ ઘોડાથી કરાય અને ધીમે તેની અવનાર વધતી જાય તેમ તેમ જરૂરીઆત પણ વધારવામાં આવે. અલબત, ઘોડા ખરીદતાં પહેલાં એ જોઇ લેવુ જરૂરી છે કે તે ઉત્તમ જાતનાજ હોય, કારણ હિન્દમાં થતા ઘોડાની ઘણી જાતો લશ્કર માટે કેવળ નકામી—એટલે કે નફાને બદલે નુકસાન કરાવે તેવી—હોય છે, તેથી ઘોડા ખરીદતી વેળા એ મુદ્દા પર ખાસ લક્ષ આપવુ જરૂરી છે

લશ્કર માટે નીચની હિન્દી જાતોની ભલામણ કરાય છે:—

1. કાઠિયાવાડના 'કાઠી' જાતના ઘોડા, જેમનું મોઢું કાળુ હોય છે
2. મહેસૂરી જાતના ઘોડા
3. દક્ષિણ તરફના ઘોડા, જેમને 'મુંબઈના ઘોડા' પણ કહે છે અને જે ચાલુ લશ્કર આપે છે
4. રજપુતાનાના ઘોડા
5. 'પહાડી' નામની જાતના ઘોડા
6. નેપાલના ઊની ઘોડા
7. હિમાલયના ઊની ઘોડા
8. તિબેટના ઊની ઘોડા

**જમીન**—એને માટે એક એકર જેટલી જમીન પૂરતી છે. એ જમીનમાંથી ૪૦ ફુટ લાંબી અને ૩૫ ફુટ પહોળી જગ્યા ઝુંપડા માટે જુદી રાખી, બાકીની જગ્યાના ત્રણ સરખા ભાગ કરી, તેમાં ઘાસ વાવવામાં આવે છે. પુરી જમીનની ચારે તરફ ઘાસ ના ભાજી ફળની બીજની પાંચથી ૭ ફુટ ઉંચી વાડ કરી લીધી હોય તો બસ

**ઘાસ**—જમીનના ત્રણ ભાગ કરી જમીનને બરાબર ખેડી, તેમાં રજકો (લ્યુસર્ન) યા એવરગ્રીન ઘાસ વાવવામાં આવે છે અને નિયમ રખાય છે કે ઘાસ ઉગી નીકળે ત્યાર પછી બધા ઘોડાઓને પહેલા કટકામાં ૧૦ દહાડા લગી ચરવા દેવા ૧૦ દહાડા પછી એ કટકાને એમજ રહેવા દઇ, ઘોડાને બીજા કટકામાં ૧૦ દહાડા લગી ચરવા દેવા એમ ૨૦ દહાડા પુરા થતા ૨૧મા દિનથી ઘોડાને ત્રીજા કટકામાં દશ દહાડા લગી ચરવા દેવા એથી પુન ૩૦ દહાડા કિંવા મહિનો થઇ જતા, ૩૧મા દહાડાથી ઘોડાને ફરીવાર ૧૦ દહાડા પહેલા કટકામાં ચરવા દેવા, કારણ કે વચમાળેના ૨૦ દહાડામાં એમાં ફરી વાર પુરતુ ઘાસ ઉગી નીકળ્યું હશેજ એમ દરેક કટકામા વારાફરતી ૧૦–૧૦ દહાડા લગી ઘોડાને ચરવા દેવાથી તથા ૨૦ દહાડા લગી જમીનના તે કટકાને છોડયા વિના ઘાસ ઉગવા માટે રહેવા દેવાથી હમ્મેશ ઘોડાઓને માટે ઉમદા નવું ઘાસ ચાલુ રહેશે અને કદીયે ચારાની અછત પડશે નહિં

**ઝુંપડું**—ઘોડાઓને રાત્રે રાખવા માટે ૪૦ ફુટ લાંબું અને ૩૦ ફુટ પહોળું ઝુંપડું બનાવવું જરૂરી છે, કારણ કે દિવસે તો ઘોડા ખેતરમાં ચરે છે પણ રાત્રે તેમને ખુલ્લી જમીનમાં રાખી શકાય નહિ, માટે રાત્રે રાખવા માટે એવું ઝુંપડું હોવુ અનિવાર્ય છે એ ઝુંપડું અલબત, કંઇ પાકું સિમેન્ટ ના જ નથી બનાવવાનુ, બલ્કે એના દિવાલો ઈંટ માટીની હોય ને અને છાપરૂં ઘાસની છાજથી અને માટીનુ મિશ્ર કરી કોઇ ઢાંકે અને એ ઝુંપડું બીજી રીતિયે બનાવે તો તેમ પણ થઇ

સકે છે. પણ તેમ કરવાની ખાસ જરૂરત જેવું કશું નથી.

આ ઝુપડામાં વચ્ચેય એક દિવાલ બનાવવી પડે છે, જેથી ઘેટીઓ અને ઘેટા રાત્રે જુદાં જુદાં રહી સકે.

ઉછેર પદ્ધતિ–ઘેટા ઉછેરવાની કોઇ ખાસ પદ્ધતિ જેવું કશું નથી. દિવસે તેમને ચરવા દેવા જોઇએ, અને રાત્રે ઝુપડામાં બંધ કરી દેવા જોઇએ એ સિવા તેમના ચારવા વગેરેમા સુઘડતા અને સ્વચ્છતાનો ખ્યાલ રાખવો જરૂરી છે અને જો કે સામાન્યતઃ ઉપલું ઘાસ એમના ખોરાક તરીકે પુરતું થઇ પડે છે. છતાં ક્યારેક જરૂરત લાગે તો ચણાનો ભડલો થોડાક પ્રમાણમાં આપવો સારો છે

ઘેટાંને પીવા માટે સ્વચ્છ પાણી મળે એવો બંદોબસ્ત અવસ્ય કરવો જોઇએ એ માટે ઝમીનમાં ઠેકઠેકાણે પાણીના ન્હાનકડા હવઝ જેવા બનાવી લેવા, જેમા દરરોઝ સવાર સાંજ તાઝું પાણી ભરવાની ગોઠવણ કરવી જોઇએ, એટલુંજ નહિં પણ હવઝ પણ સાફ રહે, તેમાં કોઇ પ્રકારની અસ્વચ્છતા ન થાય તેની કાળજી લેવી જોઇએ

ઘેટાંને થોડા થોડા દિવસે નહવડાવવા ઝુરૂરી છે, પણ એ વેળા તેમના બદન પરના ઊનને નુકસાન ન થાય તેની સાવચેતી રાખવા ચુકવું ન જોઇએ.

ઊન–સામાન્યતઃ ઘેટાં પરથી વર્ષમા બે વાર ઊન કાપવામાં આવે છે એ કામ થોડાક અનુભવનું છે. યોગ્ય સમયેજ ઊન કાપવું જોઇએ ગમે ત્યારે ઊન કાપવું ઠીક નથી એથી તેની ઉપજ ઓછી થાય છે.

પુંજી–૧૦૦ ઘેટીઓ અને ૧૦ ઘેટાથી શરૂઆત કરવા માટે નીચે પ્રમાણે પુંજી કારી થાય છે.—

| | |
|---|---|
| ૧૦૦ ઘેટીઓ અને ૧૦ ઘેટાંઓ | રૂ ૮૦૦, |
| ઝમીનની ચારે તરફ વાડ કરવા તથા ઝુંપડું બાંધવા તથા હવઝ બનાવવાનો ખર્ચ | રૂ. ૨૦૦ |
| | રૂ. ૧૦૦૦ |

આમ રૂ ૧૦૦૦ તો મુળ પુંજીના થશે. એ સિવા ચાલુ ખર્ચ માટે રૂ ૫૦૦ બીજા હોવા જોઇએ.

વાર્ષિક ખર્ચ–આટલા ઘેટા ઉછેરવાનો વાર્ષિક ખર્ચ આ પ્રમાણે થશે—

| | | |
|---|---|---|
| ઝમીનનું ભાડું | રૂ. | ૭૫ |
| ઝમીનનું ખેડાણ–ખર્ચ | રૂ. | ૫ |
| ખાતરની કીમત | રૂ. | ૫ |
| ઘાસના બીજની કીમત | રૂ | ૨૫ |
| રખેવાળનો પગાર માસિક રૂ ૨૦ | રૂ. | ૨૪૦ |
| પરચુરણ ખર્ચ | રૂ. | ૫૦ |
| | રૂ. | ૪૦૦ |

વાર્ષિક આવક–અને હવે જુઓ, આ વાર્ષિક આવકઃ

| | |
|---|---|
| ૧૦૦ ઘેટીનું દુધ દરરોઝ રૂ ૪ પ્રમાણે | રૂ. ૧૪૪૦ |
| ૧૦૦ ઘેટાના બચ્ચાંની વેચાણ કીમત દર રૂપિયા પાંચ પ્રમાણે | રૂ ૫૦૦ |
| ૧૧૦ ઘેટાંનું ઊન. ઘેટાં દીઠ આઠ આનાને હિસાબે | રૂ. ૫૫ |
| ઘેટાઓના નર્કનું ખાતર | રૂ ૧૦૦ |
| | રૂ. ૨૦૯૫ |

નફો–ગણત્રી સહેલી છે.

આવક રૂ. ૨૦૯૫
ખર્ચ રૂ. ૪૦૦.
નફો રૂ. ૧૬૯૫

આમ રૂ. ૧૬૯૫ નફો થાય છે, પણ એમાંય થોડીક છુટછાટ વધુ મુકતાં રૂ. ૧૫૦૦ જેટલો નફો તો ચોકકસ છે.

<u>ઉંદર નસાડનાર દવા</u>

ઍમ્બ્રા અંબર ૧ તોલો, ઑઇલ ઑફ ઍનીસ ગૅાલ ૧ ડ્રોપ, લોટ ખપ પુરતો

બેઉ તેલને મેળવી, તેમાં ખપ પુરતો લોટ નાખી, નાની નાની ગોળીઓ બનાવી લો અને જ્યાં ઉંદરોની દોડધામ વધુ થતી હોય ત્યાં એ ગોળીઓ મૂકી, તેની નજદીકમાંજ એકાદ રકાબીમાં ઉંદરો માટે પીવાનું પાણી મુકી દો. તેલની ખુશબુથી ઉંદરો ખુશી ખુશી એ લોટની ગોળીઓ ખાશે પણ પાણી પીતાંજ બેશુધ્ધ થઇ ત્યાંજ પડી રહેશે એ બેહોશી—જે અર્ધા દિવસ લગી કાયમ રહે છે—દરમિયાન તેમને ત્યાંથી ઉપાડી દુર મુકી આવશો તો તમારૂં ઘર ઉંદરો-મુક્ત થઇ સકશે

■

<u>કપડાં પર લખવાની કાળી શાહી</u>

(અ) કોપર ક્લોરાઇડ ૧૩૦ ગ્રેન, સોડિયમ ક્લોરેટ ૬૬૦ ગ્રેન, એમોનિયમ ક્લોરાઇડ ૮૦ ગ્રેન, અર્ક-પાણી ૨ ઔંસ

(બ). ઍનીલાઇન હાયડ્રોક્લોરાઇડ ૫ ગ્રામ, અર્ક-પાણી ૧ ઔંસ, બાવળનો ગુંદર ૫ ગ્રામ, ગ્લિસરીન ૨ ડ્રામ

બેઉ મિશ્રણો બનાવી, જુદી જુદી શીશીમાં ભરી રાખો. વાપરતી વેળા ૧૦ ટીપાં મિશ્રણ અ અને ૪૦ ટીપાં મિશ્રણ બ લઇ, મેળવો.

આ શાહીનું લખાણ શરૂઆતમાં લીલું દેખાય છે, પણ પાછળથી કાળું થઇ જશે

■

<u>કાળી શાહી</u>

ફેરસ સલ્ફેટ ક્રિસ્ટલ ૨ ભાગ, ટેનિક ઍસિડ ૨ ભાગ, બાવળનો ગુંદર ૨ ભાગ, કાર્બોલિક ઍસિડ ½ ભાગ, પાણી ૧૦૦ ભાગ.

■

<u>ખાંસીની દવાઓ</u>

૧-સુંઠ ૫ ગ્રેન, મરી ૫ ગ્રેન, ખાંડ ૧૦ ગ્રેન, અરડુસીનું પાણી ૨½ તોલા.

બધાને મેળવી, દિવસમાં ત્રણ વાર લો.

૨-અનંતમુળ ૫ ગ્રેન, જેઠીમધનું શરબત ૧ ચમચી, પાણી ૨½ તોલા.

બધાને મેળવી દિવસમાં ત્રણ વાર લો.

૩-જેઠીમધ, સુંઠ, નવસાર, પીપર અને ખાંડ સમભાગે લઇ, એમાં ખપ પુરતું ગુંદર વાળું પાણી ઉમેરી, ૧૦-૧૦ ગ્રેનની ગોળીઓ બનાવી લો.

માત્રા : દિવસમાં બે ગોળીઓ.

■

<u>ચીનાઈ ચાંદી</u> (*Chinese Silver*)

ચાંદી ૨ ભાગ, તાંબું ૬૫½ ભાગ, જસત ૧૯½ ભાગ, નિકલ ૧૩ ભાગ, કોબાલ્ટ ½ ભાગ, લોખંડ ½ ભાગ

બધાને પીગળાવી, એકજીવ થયે ઢાળી લો.

■

<u>જુ નસાડનાર ભુકી</u>

સબ્લાઇમ્ડ સલ્ફર ૧૦ રતલ, ફુલર્સ અર્થ ૪ રતલ, નેપથેલાઇન ૨ રતલ.

બધાને મેળવી વાપરો

આ ભુકી ફક્ત મરઘાં-બતકામાં પડતી જુઓ માટે છે.

■

<u>તાવ માટે ભુકી</u>

લાલ ફટકડી ૧ તોલો, ન્હાના એલચી દાણા ૧ તોલો

બેઉને વાટી, જરૂરત વેળા પાણી સાથે બબ્બે માશાની પડીકી આપવાથી તાવની તકલીફ દુર થઇ જાય છે.

■

<u>દાંતને શુન્ય કરનાર દવા</u>

નીચલી દવા માટે તેના શોધક ડૉક્ટર વિલિયમ હાલ્ટમેનનો દાવો છે કે, એ દવા દંત-વિદ્યાના ક્ષેત્રમાં એક નવુંજ પાનું ઉઘાડે

## મીઠી આદુ.

ઉમ્દા કુમળી આદુ ૧ રતલ, મધ ખપ પૂરતો.

આદુને ધોઇ, છોલીને યોગ્ય માપના કટકા કરી, સ્વચ્છ પાણીમાં નાખી અર્ધિ લગી ઉકાળો કે આદુ નરમ થાય. પછી તેને ખુબ બંધી, એક બરણીમાં ભરી, તેમાં એટલું મધ ઉમેરો કે આદુ ઢંકાઇ જાય.

આદુ નરમ થાય ત્યાર પછી વાપરજો.

## મોઢામાં લગાડવાની દવા

મોઢું આવી ગયુ હોય તો સળી પર રૂ વીંટાળી ને વડે આ દવા ચોપડવી

ચોખ્ખો ટંકણખાર ૧ ચમચી, ચોખ્ખું મધ ૨૩ તોલા

## રેઝર પેસ્ટ

ચરબી (લાર્ડ) ૫૦ ગ્રામ, પીળું મીણ ૨૫ ગ્રામ, સ્પંજનો ભુકો ૫૦ ગ્રામ, ઑઇલ લવેન્ડર ૪ ટીપાં.

ચરબી અને મીણને પીગળાવી મિશ્ર કરો. પછી તેમા સ્પંજનો ભુકો અને ઑઇલ લવેન્ડર મેળવી, પાંચ મિનિટ લગી ઉકાળી, ઠારી લો કઠણ થયા પછી યોગ્ય આકારો કાપી લેજો.

## વાંદા નસાડનાર ભુકી

ટંકણખાર ૧$\frac{1}{2}$ રતલ, નિશાસ્તો $\frac{1}{4}$ રતલ, કોકો ૬ ઔંસ

બધાને મેળવી ભુકી બનાવો અને ઝુરૂરત હોય ત્યાં છાંટો.

## વાયોલેટ શાહી

સ્કારલેટ રંગ $\frac{1}{2}$ ઔંસ, બ્લુ રંગ ૨ ડ્રામ, અરબી ગુંદર ૧ ડ્રામ, પાણી ૩ ક્વાર્ટ, રેક્ટીફાઇડ સ્પિરિટ ૧ ઔંસ.

સ્કારલેટ અને બ્લુ રંગને ખરલમાં નાખી, સ્પિરિટ સાથે ખરલ કરો પછી તેમાં ગુંદરવાળું પાણી ઉમેરી, ખુબ મિશ્ર કરી, ૨૪ કલાક લગી ઠરવા દઇ, ગાળી લો.

## શાહીનું લખાણ ભુંસનાર દવા

અર્ક-પાણી ૪ ગેલન, ક્લોરાઇડ ઑફ લાઇમ ૧૧ રતલ, એસેટિક ઍસિડ ૧૪ રતલ.

ક્લોરાઇડ ઑફ લાઇમને પાણીમાં મેળવી, ગાળી લઇ, પછી એસેટિક ઍસિડ મેળવો.

શાહીનું લખાણ ભુંસવા માટે આ દવા લગાડી, થોડી વાર પછી બ્લોટિંગ વડે તેને શોષી લો.

એક વારની ક્રિયાથી લખાણ પૂરેપુરૂં ન ભુંસાય તો ફરી વાર એજ ક્રિયા દોહરાવવી.

## સોઝોડોન્ટ

સાબુની ભુકી ૬૦ ભાગ, ગ્લિસરીન ૬૦ ભાગ, આલ્કોહલ ૩૬૦ ભાગ, પાણી ૪૨૦ ભાગ, ઑઇલ પિપરમિન્ટ ૧ ભાગ, ઑઇલ કલવઝ ૧ ભાગ, ઑઇલ એનીસીડ ૧ ભાગ, ઑઇલ સિનેમન ૧ ભાગ, ઑઇલ વિન્ટરગ્રીન $\frac{1}{2}$ ભાગ

બધાને મેળવો વિખ્યાત 'સોઝોડોન્ટ' જેવું 'ટુથ વૉશ' બનશે

## સૉસ

સરકો ૧ ક્વાર્ટ ૧ પાઇન્ટ, લવિંગ ૧ ડ્રામ, કાળી મરી ૧ ડ્રામ, રાઇ ૨ ઔંસ, સુંઠ ૧ ડ્રામ, ઘરગતુ નમક ૨ ઔંસ, આમલી ૪ ઔંસ, કરી પાવડર ૧ ઔંસ, મરચાં ૧ ડ્રામ, મેથી ૨ ડ્રામ.

સરકા સિવાયની બાકીની ચીજોને બારીક કરી સરકામાં મેળવી, એક કલાક લગી ધીમી આંચ પર જોશ આપી, ઉતારી લો. પછી તેને એક અઠવાડિયા લગી ઠરવા દઇ, ગાળી લો.

ખૂણે બે ત્રણ લીટીઓમાં નામ ઠામ આવી જાય. વધારેમાં વધારે કુલ એક ઈંચ પહોળી અને લંબાઇમાં અઢી ઈંચ જેટલી જગ્યા રોકાય તો તે સુંદર લાગશે. ઇચ્છા હોય તો માત્ર એકજ લાઇન વેપારના વર્ણનની પણ એજ નામ ઠામ સાથે છાપી સકાશે, પરંતુ જુની રૂઢિ પ્રમાણે અડધો અડધ જગ્યા રોકીને પરબીડા છપાવવાની તકલીફ હવે તો નજ લેવાવી જોઇએ. જાહેરાત માટે જરૂરત હોય તો ઉપર જણાવેલી જગ્યા જેટલી બીજી બાકીરેલા સ્થળની જગ્યામાં બે ત્રણ લીટીઓની જાહેરાત છાપવી શ્રેયસ્કર છે, પરંતુ એ વેળા નામ ઠામ સાથે વેપાર વર્ણનની લાઇન ન હોવી જોઇએ.

પરબીડાની પાછલી બાજુએ જાહેરાત છાપવી હોય તો તે છપાવી સકાય છે–પરંતુ તેય બધી જગ્યામાં નહિ, માત્ર થોડીક જગ્યામાં, જેથી દેખાવે પરબીડાની પ્રતિષ્ઠા નાશ ન પામે.

પોસ્ટ કાર્ડ

એની ઉપર પણ માત્ર જરૂરત પુરતા નામ ઠામ લેટર પેપર પેઠેજ છપાવવા. મ્હોટા બ્લોક કે બોર્ડરો પોસ્ટકાર્ડ પર છાપવી ન જોઇએ.

મુલાકાત-કાર્ડ

વિઝિટિંગ કાર્ડ પર ઝીણા બીબામાં પોતાનું નામ માત્ર છપાય છે. ઘણીજ જરૂરત હોય તો પોતાનો હોદ્દો કે પદ્દિનો એકાદ વાક્ય ઉપલા બીબા કરતા ઝીણા બીબામા છપાય છે બોર્ડર કે બીજી કશો શણગાર એના ઉપર હોવા ન જોઇએ.

વિઝિટીંગ કાર્ડ બીબાં વડેય છપાય છે અને તાંબાની પ્લેટ દ્વારા પણ છપાય છે.

વેપારી-કાર્ડ

વિઝિટીંગ કાર્ડની સહજ મોટા આ કાર્ડ વેપારી વર્ગ માટે છે. એમાં વેપારીનું નામ ઠામ, વેપારનું વર્ણન અને પ્રતિનિધિનું નામ છપાય છે. છાપકામની સઘળી એની પદ્દતિ મુલાકાત-કાર્ડ જેવીજ છે. તફાવત માત્ર એના કદનો અને એના સહજ વધારે લખાણનો છે.

આંકડા

આંકડા પર વેપારીનું નામ ઠામ, વેપાર વર્ણન, આંકડાનો નંબર, તારીખ અને વેપારને લગતી *અસામાન્ય કે અસાધારણ હોય* એવી શર્ત–જો તે હોય તોજ, કારણ સામાન્ય શર્તોની કશીજ જરૂરત નથી–એટલી વિગતો છપાય છે. વળી ગ્રાહકનું નામ, માલ પ્રકાર, કીમત અને આંકડા બનાવનારના દસ્તખત માટેય એમાં પૂરતી જગ્યા રખાય છે. કદી કદી આંકડાની પાછળ થોડીક જગ્યામાં જાહેરાત પણ છપાય છે.

રસીદો એથી વધારે સાદી રીતે છપાય છે. તેમા માત્ર વેપારીનું નામ ઠામજ હોય છે અને રસીદને લગતી વિગતો સિવા બીજું કશુંય હોતું નથી.

[ ૩ ]

છાપકામની કેટલીક ચર્ચા આપણે ઉપર કરી આવ્યા. અત્રે છાપકલાની કેટલીક ચર્ચા કરીએ.

આખા છાપકામમ એકજ પ્રકારના–એકજ દેખાવ કે ગોરીઝના ચડ ઉતર કદના નાના મોટા બીબાં વપરાય તો એકંદરે આખા છાપકામનો દેખાવ ઘણો સુંદર થઇ જાય છે. જુદા જુદા દેખાવના બે ચાર બીબાં વાપરવા કરતાં એકજ દેખાવના નાના મોટા બીબાં વાપરવા વધારે સારા છે.

છાપકામના રંગ કિંવા શાહી વિષે એટલુંજ યાદ રાખવાનું કે કાળી શાહી જેવી ટકાઉ શાહી બીજી કોઇ નથી. જાંબુ અને ગ્રોકલેટ, લાલ અને વાયોલેટ એથી ઉતરતા ટકાઉપણાના છે. બીજી બધી રંગીન શાહીઓ એથીયે ઓછા ટકાઉપણાવાળી, કિંવા અમુક જાતો

૨૪૮૩-વ કુ દ બુજ–(૧) મુખવિલાસમા કસ્તુરી વાપરવી ન પરવડે તો પછી આ કસ્તુરી વાપરવાનું ભાવ માંડી વાળવું આ પછી એને જો વે ઈચ્છા હોય તે ગુનાબ, કેવડા વની ખુશબો વાપરવી કારણ કે અહિ કસ્તુરીનો હેતુ ખુશબોનો છે (૨) કાચની નીનીઓ વ અનાહાબાદ ગ્લાસ વર્કસ નૈની (યુ પી)મા બને છે (૩) મુખવિલાસ લગની કોઈ સ્વતંત્ર ચોપડી ગુજરાતીમા નથી, ફક્ત કુમારના ૯૧ મા અંકમા એને લગતો ખાસ લેખ છે

૨૪૮૪-ની ડી મો ઝુનતી–(૧) ઓન ઈન્ડિયા પ્રેમ ધંધા ખુબ આપને કેઈ પણ અંગ્રેજી બુક્સેલર પાસેથી મળી સકશે (૨) 'કુમાર'નુ શિરનામુ મુંબઈ ૭ છે.

૨૪૮૫-ના. કા મુ ખાન–(૧) કાચની બંગડીઓ બનાવનારાઓ આ છે–એન ૭ વર્ક્સ, નિચબુ-થાણા, ફેરોનેશન ગ્લાસ વર્ક્સ, ફિરોઝાબાદ (યુ પી), ઈન્ડિયન ગ્લાસ વર્ક્સ, ફિરોઝાબાદ (યુ પી) (૨) જાંગડા બનાવનારાઓ થોડાક વેપારીઓ આ છે–અબ્દુલ જબ્બાર એન્ડ બ્રધર્સ, બેગલ, મ્હૈસુર, ડેવ, ડમ્મી એન્ડ રોય મેન્યુફેક્ચરીંગ કો, ૨૭ સાઉથ એન્ડ પાર્ક, બેલીગજ, કલકત્તા, હાજી અનમુહમ્મદ વલીજી, ૨૯૯ અબ્દુર્રહેમાન સ્ટ્રીટ, મુંબઈ ૩ (૩) ગળના ફુગ્ગા બનાવનાર વેપારીઓ આ છે–વ્યક્તિક રબર ઇન્ડસ્ટ્રીઝ, વર્ધા, બોમ્બે રબર ઇન્ડસ્ટ્રી, ૭૮ હુઝર મુદ્દના, જે જે હૉસ્પિટલ પાસે, મુંબઈ ૮

૨૪૮૬-જે ૭ ૫ ગીરમદ–(૧) પેન્સિલોના હિન્દી કારખાના આ છે–મદ્રાસ પેન્સિલ ફેક્ટરી, પો બો ૮૪, મદ્રાસ, માઉથી પેન્સિલ ફેક્ટરી, દમદુર (૨) પેનહોલ્ડર બનાવનાર કારખાનુ આ છે–ઇન્ડિયા પેન

## ટ્રેડ માર્કનો ઝઘડો

'ફ્રુટ સોલ્ટ' અને 'ફ્ળક્ષાર' વચ્ચેના નામ-સામ્યને લગતા મુકદ્દમાનો જે ચુકાદો ગયે મહિને મુંબઈની હાઈકોર્ટે આપ્યો છે તે, વેપારી આલમ માટે નોંધવાપાત્ર છે. ચુકાદાની ઉપર ટીકા કર્યા વિના, એટલું કહેવુ જરૂરી છે કે, ચુકાદાના મુદ્દાને છેવટ માટે સ્વીકારી લેવાય તો બીજી ડઝનબધ દવાઓનો વેપાર બંધ કરવો જોઈએ, જે પણ એવું જ નામ-સામ્ય ધરાવે છે. એજ અનુસાર, એ મુકદ્દમાના મુખ્ય મુદ્દાઓ અહિં ઉતારી લેવા મુનાસિબ લાગે છે. ફર્યાદીનો દાવો હતો કે —

"છેલ્લા ૫૦ કરતા વધુ વર્ષોથી તેઓ પાણીમા નાખવાથી ઉભરો આવે એવો ક્ષાર બનાવ છે અને 'ઈનો' તથા 'ફ્રુટ સોલ્ટ'ના નામ તેને વેચે છે 'ઈનો' અને 'ફ્રુટ સોલ્ટ'નો ટ્રેડ માર્ક વાદીએ ઇગ્લડમા રજીસ્ટર્ડ કરાવ્યો છે 'ફળક્ષાર' શબ્દ 'ફ્રુટ સોલ્ટ'નો મરાઠી અર્થ છે વળી વાદીના 'ફ્રુટ સોલ્ટ'ની બાટલીઓના જેવડી અને તેવાજ ધાટની બાટલીઓમા પ્રતિવાદી 'ફળક્ષાર'ને ભરે છે અને વાદીના રેપરોને મળતા આવે એવા રેપરોથી પોતાના માલની બાટલીઓ રેપ કરે છે 'ફ્રુટ સોલ્ટ' નામ વાપરવાનો વાદીએ પોતા એકલા માટેજ હક મેળવેલો છે અને તેથી 'ફ્ળક્ષાર શબ્દ તે ટ્રેડમાર્કનો ભગ કરે છે"

કહેવાની જરૂરત નથી કે પ્રતિવાદીના બચાવનો મુખ્ય મુદ્દો એજ હતો કે 'ઈનો' ટ્રેડ માર્ક છે અને "ફ્રુટ સોલ્ટ" નો સામાન્ય નામ માત્ર છે

■ • • •

## જાણવાજોગ ચુકાદો

**અને** હવે ચુકાદાના મુખ્ય મુદ્દા જુઓ —

'ફ્ળ' અને 'ક્ષાર' શબ્દો મરાઠી ભાષામાં સામાન્ય રીતે વપરાય છે અને તેના અગ્રેજી શબ્દો 'ફ્રુટ' અને 'સોલ્ટ' છે, પરતુ 'ફ્ળક્ષાર' નામનો એવો એકે શબ્દ નથી કે જે વાપરવામા આવતો હોય આથી એમ જણાય છે કે પ્રતિવાદીએ પોતાનો ક્ષાર વાદીના માલ તરીકે પસાર કરવાના હેતુથી જાણીજોઈને 'ફ્રુટ સોલ્ટ'ને બદલે વાપરવા માટે એ શબ્દ શોધી કાઢયો છે વાદીએ 'ફ્રુટ સોલ્ટ' શબ્દ વાપરવાને માટે અધિકાર મેળવેલો હોવાથી એ શબ્દ બીજી કોઈ પણ ભાષામા વાપરવાનો કોઈને પણ અધિકાર નથી ઇગ્લાડમા 'ફ્રુટ સોલ્ટ' શબ્દ રજીસ્ટર્ડ થયેલો છે અને તેથી પ્રતિવાદી 'ફ્ળક્ષાર' શબ્દ તે દેશમા રજીસ્ટર્ડ કરાવી શકે નહી હિંદ જેવા દેશમા કે જ્યા ત્રેડ માર્કો રજીસ્ટર્ડ કરવામા આવતા નથી અને જો કોઈ વેપારીએ પોતાના માલની ઓળખ માટે ચોક્કસ માર્કો વાપરવાનો કાઈ હક મેળવ્યો હોય તો ઉપર ટપકે પગલું તે લઈ શકે છે, ત્યા એક વેપારીને તે શબ્દોની નકલ કોઈ ભાષામા કરતા બીજા કોઈ વેપારીને અટકાવવાનો અધિકાર છે જો કોઇ વેપારી બીજા વેપારી તરફથી વપરાતા શબ્દની નકલ કરે અથવા,તે શબ્દનો બીજી રીતે ઉપયોગ કરે તો તે છેતરપીંડીનો બનાવ કહેવાય અને એવા કેસમા એવા શબ્દનો ઉપયોગ કરતા કોર્ટે અટકાવવા જોઈએ પ્રતિવાદીના માલ ઉપરના રેપરો અને 'ફ્ળક્ષાર' શબ્દના વપરાશથી અનેક કેળવાયેલા માણસ પણ છેતરાઈ જાય અને પ્રતિવાદીનો માલ આપવામા આવે ત્યારે તે માલ વાદીનો છે, એમ માની લે.

ચુકાદાના શબ્દો સ્પષ્ટ છે અને જરૂરી છે સંબધિત વેપારીઓ એ વિષયને અગે પોતાનો નિર્ણય જલદી કરી લે

■

કેકની લગ્નનથી બેખબર હોય એ શહેરીજ નહિ; નહિં, નહિં. હવે તો ગામડાઓમા પણ–અલબત્ત, ઘણુંજ હલકી જાતના–કેક પહોંચી ગયા છે, અને ગરીબ ગામડીઆઓ આ મીઠા મીઠા અને નરમ નરમ "ચ્યેક" નો સ્વાદ ભુલવાની ગમે તેટી કોશિશમાં ફાવી સકતા નથી કેકની એ સિધ્ધી છે ને?



# CAKES

કેક પ્રકાર પ્રકારના બને છે પશ્ચિમની બ્હેનો દિન ઉગે નવા નવા પ્રકારના કેક બનાવતીજ જાય છે. એનુ એક ખાસ કારણુ એ છે કે પશ્ચિમમાં ઘરધણિયાણીની લિયાકતનું પારખુ તેની કેક બિસ્કીટ અને પુડીંગ કસ્ટર્ડ બનાવવાની આવડત પરથી થાય છે અને તેથી, જે સારા કેક વ બનાવી સકે તે સારી મેઝબાન-ગૃહિણી લેખાય છે.

ધંધાદારી નઝરેય કેકની ખપત પણ સારી છે અને એના ધંધો નફાવંત પણ. અલબત બધી જાતના કેક તૈયાર વેચી સકાય એમ નથી કેટલાક હરહમેશ તૈયાર રાખી વેચાય છે, તો કેટલાક ખાસ ઓર્ડર મહ્યે બનાવી આપવામાં આવે છે.

૨

કેકના જેમ ઢગનબંધ પ્રકાર છે અને તેમના જુદા જુદા પ્રયોગો છે, તેમ તેને ભુંજવા માટે ઓછા વત્તા સમય અને ઓછી વત્તી ગરમીના ખાસ નિયમો છે. એ નિયમોને પુરા સમજ્યા વિના કેક બનાવવામા સફળતા મળતા સંભાવિત નથી, કારણુ કે જુદા જુદા પ્રકારના કેક, છેકજ જુદી જુદી મેળવણીથી બનાવવાના આવતા હોઇ, જુદા જુદા પ્રમાણમાં ગરમી માગી લે છે. તેથી એ મુદ્દા પર ખાસ ધ્યાન આપવુ ખુબજ આવશ્યક છે. તેમ કર્યા વિના કેક કાચા રહી જાય કે વધુ પડતા ભુંજાય, ખારાપાત્ર ન રહે તો તેનો દોષ પ્રયોગોને શિરે ઢોળવો નથી અન્યાયજ લેખાશે. પ્રયોગો તદ્દન ખરા છે, એમાં સહજે શંકા નથી. તે એક અંગ્રેઝ બ્હેનની કિતાબોમાથી અત્રે ટપકાવી લીધા છે.

■ ■ ■ ■

કેકની બનાવટ માટે નીચલા સાધનો ઝરૂરી છેઃ—

૧, તોલવાનો કાંટો અને તેના વઝન
૨, માપવાના ગ્લાસ યા બીજા સાધનો
૩, કેક માટે ચોરસ, લંબ ચોરસ, ગોળ, ત્રિકોણાકાર તથા બદામની આકૃતિ અને એવીજ બીજા આકૃતિયોના બીબાં[1]
૪, યોગ્ય ભઠ્ઠી[2]
૫. બટર પેપર

આટલા તો મુખ્ય સાધનો. એ સિવ બીજીય કેટલીક ચીઝો જોઇએ છે, જે અલબત, કેવળ સામાન્ય હોઇ, લંબાણુ ઉલ્લેખને પાત્ર નથી.

■ ■ ■

કેકની બનાવટ–પદ્ધતિના બે ભાગ છે:
૧. મેળવણી તૈયાર કરવી
૨, કેક ભુંજવા

(૧) કેટલાક છુટક ન્હાના બીબાં વાપરવાને બદલે મ્હોટુ પતરુ વાપરે છે અને તેમાં કેકની મેળવણી રેડી, ભુંજી લઇ, પછી છરી યા બીજા વડે કેકના આકાર કાપી લે છે

(૨) પ્રયોગોની મુળ લેખિકાએ પોતાના દેશના રિવાજ મુજબ વિલાયતી ભઠ્ઠીની સિફારિશ કરી છે, જે ત્યા લગભગ દરેક ઘરમાં હોય છે અને આપણે ત્યાંય મળે છે. એ ભઠ્ઠીમા ગરમીના ત્રણ દરજ્જા હોય છે (1) Quick (2) Fairly Quick અને (3) Moderate ભઠ્ઠીની ચાપ ફેરવવાથી એ દરજ્જાઓ બદલી સકાય છે, એટલુજ નહિં બલકે અમુક એકજ દરજ્જામાંય સહજ, ઓછી વત્તી ગરમી કરવી હોય તો તેમ પણ કરી સકાય છે.

ફીણો. પછી ઇંડાને જુદા ફીણી લો. પછી મેંદાને ચાળી, તેમા બેકીંગ પાવડર અને બદામની કાતરણ ઉમેરી, પ્હેલા તેમા માખણ-ખાંડની મેળવણી અને પછી ઇંડા મેળવી, ખૂબ મિશ્ર કરો અને જરૂરત હોય તો સહજ દૂધ પણ ઉમેરી, પછી તેને છાવકા બીબામા રેડી ભઠ્ઠીના પ્હેલા દરજ્જામા ૧૦ થી ૧૫ મિનિટ લગી ભુંજી લો.

બ્રિસ્ટોલ કેક

મેંદો ૯ ઔંસ, ખાંડ ૫ ઔંસ, માખણ ૫ ઔંસ, ઇંડા ૩, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી કિસમિસ ૩ ઔંસ, દૂધ ૩ મ્હોટી ચમચી લિંબુની છાલ ૧ નંગની

લિંબુની છાલની બારીક કાતરણ કરી લો પછી માખણને ફીણી, તેમા ખાંડ મેળવો બીજા હાથ પર ઇંડાને ફીણી માખણ-ખાંડની મેળવણીમા વારા ફરતી થોડી થોડી એ તથા થોડો થોડો મેંદો નાખતા જાવ અને મેળવતા જાવ તે ગળી ગયા પછી કિસમિસ અને લિંબુની છાલના કાતરણ, દૂધ તથા બેકીંગ પાવડર નાખી, ખૂબ મેળવી લો પછી એક મોટું બીબુ લઇ, તેની અંદરની બધી બાજુએ માખણ લગાડે, અગર તે નહિ પણ બગર પેપર પાથરી, તેને માખણ લગાડી કેકની ઉપની બધી મેળવણી તેમા રેડી ભઠ્ઠીના ત્રીજા દરજ્જામા એક કલાક લગી ભુંજી લો. કેક તૈયાર થવાને પાચ સાત મિનિટ બાકી હોય ત્યારે તે ભઠ્ઠીમાથી કાઢી, કેકની ઉપરની તરફ ઇંડાની ફીણેલી સફેદી પાથરી, ભુરો ખાંડ ભભરાવી દેશો અને પછી ભુંજી લેશો તો કેક વધારે લજ્જતદાર થશે

ચેરી કેક

માખણ ½ રતલ, ઇંડા ૪, મેંદો ½ રતલ નમક એક ચપટી, ખાંડ ½ રતલ, બેકીંગ પાવડર ½ ચાહની ચમચી, ચેરી ½ રતલ, મોસંબીનો રસ ૫ તોલા, લિંબુની છાલ ૨ નંગની

[પાના ૯૫થી આગળ]

પહેલા માખણ ફીણી તેમા ખાંડ મેળવો અને ફરી વાર ફીણો પછી એક પછી એક ઈંડુ ફીણી, ઉપની મેળવણીમા મેળવતા જાવ અને ફરી વાર બધાને ફીણતા જાવ પછી એક બીજા વાસણમા મેંદો ચાળી, તેમા નમક અને બેકીંગ પાવડર મેળવી, પછી એને પેન મેળવણીમા ખૂબ મેળવો અને ત્યાર પછી કાપેલી ચેરી તથા લિંબુ અને મોસંબીની છાલની ઉમેરી, મેળવણી વધારે કઠણ લાગે તો સહજ દુધ પણ મેળવો અને તને ગ્રેઝ ખીબામા-જેની અંદર માખણ પણ લગાડ્યુ હોય અને માખણ લગાડેલા બટર પેપર પણ મુક્યા હોય—ભરી ભઠ્ઠીના ત્રીજા દરજ્જામા મુકીને દોઢ કલાક લગી ભુંજી લો

કેરેવે કેક

મેંદો ૫ ઔંસ, ખાંડ ૪ ઔંસ, માખણ ૩ ઔંસ, બેકીંગ પાવડર ૧ ચાહની ચમચી ઈંડા ૨, કેરેવા બીજ (*Caraway Seeds*) ૧ મ્હોટી ચમચી.

એકલી મેળવણી તૈયાર કરવાની રીત ચેરી કેક મુજબ-એના ફરક સાથે કે કરેવાના બીજના બે ભાગ કરી, એક ભાગ મેળવણી તૈયાર થયા પછી તેમા મેળવી દેવા અને બાકીના બીજ મેળવણી ખીબામા ભર્યા પછી, ઉપરથી ભભરાવી દેવા

આ કેક પણ ભઠ્ઠીના ત્રીજા દરજ્જામા પોણા કલાક લગી ભુંજવા

સ્પોનગોલ્ડ કેક

માખણ ½ રતલ ખાંડ ૩ ઔંસ, ઈંડા ૨ બેકીંગ પાવડર ½ ચાહની ચમચી કોર્ન ફ્લોર ૫ ઔંસ

માખણ અને ખાંડને મેળવી ખુબ ફીણો પછી બીજા વાસણમા ઈંડાને ફીણી લઇ, વારાફરતી થોડો થોડો કોર્નફ્લોર અને થોડી થોડી ઈંડાની મેળવણી માખણ-ખાંડની મેળવણીમા મેળવી છેવટે બેકીંગ પાવડર નાખી મેળવણી તૈયાર કરી લો અને કેકના ૧૮ બીબા લઇ. અંદરની તરફ માખણ લગાડી, દરેકમા તે અર્ધા લગી ભરાય તેટલી મેળવણી રેડી ભઠ્ઠીના પહેલા દરજ્જામા મુકી, ભુંજી લો

કોબર્ગ કેક

મેંદો ½ રતલ, માખણ ½ રતલ, તજની ભુકી ½ ચાહની ચમચી, વાટેલા લવિંગ ½ ચાહની ચમચી, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી, ખાંડ ૬ ઔંસ, વાટેલી તજ ૧ ચાહની ચમચી, ઈંડા ૨, દુધ ખપ પુરતુ, બદામ ખપ પુરતી

મેળવણી તૈયાર કરવાની રીત બદામી કેક મુજબ બીબામા અંદરની બાજુએ માખણ લગાડીને મેળવણી બીબામા ભર્યા પછી, તેની વચ્ચે અકેક બદામ મુકી, પછી કેકને બદામી કેક પેઠે ભુંજી લેવા

ઓટમીલ કેક

ઓટમીલ (જવનો મેંદો) ૧ રતલ, માખણ ½ રતલ, બેકીંગ પાવડર ૧ ચાહની ચમચી, નમક ૧ ચમચી, દુધ ખપ પુરતુ

ઓટમીલને ચાળી, તેમા નમક અને બેકીંગ પાવડર ઉમેરો અને પછી માખણ નાખી, સહજ ગુંદી, ખપ પુરતુ દુધ-લગભગ ચાહના એક પ્યાલાથીય ઓછું કાઢી લઇ-મેંદાની ગુંદેલા લોટ પેઠે મેળવણી તૈયાર કરી લો અને પછી પાટિયા પર લોટ પાથરી, રોટલી જેવા થર વણી ગોળ આકૃતિથી કાપી લો અને અંદરની બાજુએ માખણ લગાડેલા પતરા પર ગોઠવીને ભઠ્ઠીના ત્રીજા દરજ્જામાં મુકી ભુંજી લો

ટી કેક

મેંદો ૧ રતલ નમક ૧ ચાહની ચમચી, કાળી દરાખ ½ રતલ, જાયફળ સહજ, બેકીંગ પાવડર ૧½ ચાહની ચમચી, માખણ ½ રતલ, ખાંડ ૫ તોલા, મલાઇનો રગડો ખપ પુરતો

કેકની મેળવણી તૈયાર કરવાની રીત

કેસીનની ઉપયોગિતાથી કયો રસાયણશાસ્ત્રી અણુજાણ છે? તે રંગનબધ ઉપયોગો ધરાવે છે અને હજી દિન બ દિન નવા નવા ઉપયોગો શોધાતાજ જાય છે.

સામાન્ય વાચકો દિગમૂઢ થઇ જાય તો નવાઈ નહિ હકીકતમા કેસીનની ઉપયોગિતાએ ભલભલા રસાયણુ શાસ્ત્રીઓનેય દિગમૂઢ બનાવી દીધા છે

આ લેખમા કેસીનની બનવટ અને તેના ઉપયોગો વિષે ચર્ચા કરવામા આવી છે

૧

કેસીન એટલે દુધમાંનુ તે નક્કર-તત્વ, જે દુધમાય ઓગળ્યા વિના અત્યંત બારીક રજકણોના સ્વરૂપે મોજુદ રહે છે અને કેટલાય અસામાન્ય ગુણો ધરાવે છે કેસીનના ગુણો, દુધને ગરમ કરવા કે ઉકાળવાથી બદલાતા નથી, એ એની એક ખૂબી છે

કેસીન બધા ચોપગા જાનવરોના દુધમાં હોય છે. નિષ્ણાતોએ પૃથક્કરણો કરી જાહિર કર્યું છે કે, જુદા જુદા જાનવરના દુધમા કેસીનનું પ્રમાણુ નીચે મુજબ હોય છે

| | | |
|---|---|---|
| ગાયનું દુધ | : | સેંકડે ૨ થી ૪ ૧/૨ ટકા |
| ગધેડીનું દુધ | : | „ ૭૯/૧૦૦ ટકા |
| મેંઢીનું દુધ | : | „ ૪ ૭૬/૧૦૦ ટકા |
| બકરીનું દુધ | . | „ ૨ ૮૭/૧૦૦ ટકા |
| ઘોડીનું દુધ | | „ ૧ ૩/૧૦ ટકા |
| ભેંસનું દુધ | . | „ ૩ થી ૩ ૧/૨ ટકા. |

ટુંકમાં, દરેક ચોપગા જાનવરના દુધમાં કેસીન હોય છે-કોઇમા ઓછું તો કોઇમાં વધારે. અને વળી એ બધામાનું કેસીન લગભગ એકસરખા પ્રકારનુંજ હોય છે એટલે કેસીનની બનાવટમાં ગમે તે દુધ વાપરી શકાય છે, જો કે ધંધાદારી દ્રષ્ટિએ-દુધના સસ્તાપણાની નજરે-ગાય અને ભેંસનું દુધજ વધારે અનુકુળતાઓ આપે છે, અને તેથી લગભગ બધેબધ એ બેઉના દુધમાંથી કેસીન બનાવવામા આવે છે

## કેસીનની બનાવટ

કેસીનની બનાવટની ઘણી રીતો છે કેટલાકો 'રેનેટ'નો ઉપયોગ કરે છે, તો કેટલાકો ગંધકના યા મીઠાના તેઝાબ વડે કેસીન બનાવે છે. કેટલાકો ગંધકના ગેસ પ્રત્યે પસંદગી દેખાડે છે, તો કેટલાક કાર્બોનિક ગેસ યા એસેટિક ઍસિડ પ્રત્યે ટુંકમાં, બનાવટની રીતો ઘણી છે, પરંતુ એક યા બીજા કારણે એમાની ઘણી રીતો વ્યવહારમાં બિન ઉપયોગી સાબિત ગઇ છે અને સરળતાપુર્વક ન્હાના મ્હોટા પાયા પર કેસીન-ક્રિસ્ચનમ કેસીન-બનાવવા માટે

---

...સ લેમન ૧/૨ ચાહની ચમચી, બેકીંગ પાવડર ૨ ચાહની ચમચી, ખાંડ ૭ ઔંસ, ઇંડા ૩, એસેન્સ વેનીલા ૧/૪ ચાહની ચમચી, લિંબુની છાલની કાતરણુ ૨ ઔંસ.

— કેકની મેળવણી તૈયાર કરવા તથા કેક ભુંજવાની બધી વિગતો કવિન કેક મુજબ—એટલા ફર્ક સહિત કે, આ કેક માટે બીબામા માખણુ લગાડેલા બટર પેપર પણુ મુકવા

લંચ કેક

મેદો ૧/૨ રતલ, ખાંડ ૬ ઔંસ, માખણુ ૩ ઔંસ, લિંબુની બારીક કરેલી છાલ ૧/૨ નંગની, ઇંડુ ૧, બેકીંગ પાવડર ૧/૨ ન્હાની ચમચી, કિસમિસ ૪ ઔંસ, ઉકાળેલુ દુધ ૧/૪ પાઇન્ટ, જાયફળની ભુકી સહજ.

મેદાને ચાળી લઇ, તેમા માખણુ મેળવો. પછી બધી નક્કર ચીજો ઉમેરી, છેવટે દુધ અને ફીણેલું ઇંડુ નાખી મેળવણી તૈયાર કરો અને માખણુ લગાડેલા બીબાંમા ભરી, ભઠીના ત્રીજા દરજ્જામા મુકીને એક કલાક લગી ભુંજી લો

(વધુ નુસખાઓ હવે પછી)

નથી, છતાં દુધમાંથી પૂરેપુરી કેસીન છુટી પડી ગઇ છે યા નહિં, તે સહેલાઇથી જાણી સકાય છે. એ માટે કરવાનું એટલુંજ છે કે હજી દુધ હલાવાઇ રહયું હોય ત્યારે તેમાંથી થોડુંક લઇ, ફિલ્ટર પેપરમાંથી ગાળી, તેમાં સહજ તેઝાબ-મેળવણી ઉમેરો જો દુધમાં કેસીન હશે તો તેઝાબ-મેળવણી ઉમેરવામાં આવતાંજ તેની સફેદ રજકણો છુટી પડતી જોવાશે તેવું કશું ન થાય તો દુધમાં કેસીન નથી નથી, એમ સમજી હલાવનાર-યંત્ર બંધ કરીને દુધને ઠરવા દો દુધ ઠરી જાય ત્યારે 'સાઇફન' (Syphon)[૪] વડે ઉપરનું નીતરૂં દુધ કાઢી લો પુરેપુરૂં દુધ જુદું પડી ચુકે પછી કેસીનમાં થોડુંક સ્વચ્છ અર્ક-પાણી નાખી, તેને કેસીનના રજકણો સાથે મિશ્ર કરી, ઠરવા દે છે અને જ્યારે તે ઠરી જાય ત્યારે ઉપરના નિથરાં પાણીને નિથરાં દુધ પેઠેજ 'સાઇફન' વડે જુદું પાડી લે છે, અને ફરી ત્રીજું અર્ક-પાણી નાખી, પ્રથમ પેઠેજ હલાવી, ઠરવા દઇ, પાછળથી નિથરૂં પાણી કાઢી લે છે એ ક્રિયા બે વાર કે ત્રણવાર કરવાથી કેસીન ઘણે અંશે સ્વચ્છ થઇ જાય છે, એટલે એને જાડા ફિલ્ટર-કાપડ પર કાઢી, એજ કાપડમાં વીંટાળી, તેને લાકડાની પેટીઓ વચ્ચે મુકીને દબાણ-યંત્ર (Screw Press)મા મુકવામાં આવે છે અને પછી દબાણ અપાય છે, જેથી તેમાં રહેલું બાકી પાણી પણ નીકળી જાય, કેસીન કંઇક સુકી થાય છે. પછી તેને બાહિર કાઢી, લાકડાની ફ્રેમો-જેની ઉપર કપડું લગાડેલું હોય છે-તેની ઉપર તેને પાથરી, તેમને સુકવનાર કબાટ યા સુકવનાર ઓરડામાં મુકી, ૮૬° એફની ગરમીએ સુકવી લેવાય છે. જ્યારે કેસીન પૂરેપુરી સુકાઇ જાય ત્યારે તેને બાહિર કાઢી જોતા તે આંગળીની ચપટીમાં લેતાજ ભુકો થઇ જતી જણાશે. હવે એ તૈયાર છે એને દળનાર યંત્ર વડે દળીને ચાળી લો અને પછી સુકા ઓરડામાજ રાખી, હવા ન જાય એવા ડબ્બાઓમાં ભરી, સુકા ઓરડામાજ સાચવી રાખો.

એક છેલ્લી વાત અને બસ. કેસીન વાતાવરણમાંની ભીનાશથી ખરાબ થઇ જાય છે એમ ન થાય તે માટે એક બીજો ઉપાય એ પણ છે કે, કેસીન તૈયાર થયા પછી તેને સુકા કપડા પર પાથરી, સ્પ્રે-યંત્ર વડે સહજ ચોખ્ખું અલકોહલ (૯૫%) છાંટવામાં આવે છે, જેથી પછી ભીનાશની અસરથી કેસીન ખરાબ થવાનો ડર રહેતો નથી

## બીજી પદ્ધતિ

આ પધ્ધતિ પણ ઉપલી પદ્ધતિ જેવીજ છે ફેર એટલોજ કે એમાં મીઠાના તેઝાબને બદલે ગંધકનો તેઝાબ વપરાય છે એ સિવા બીજો કશો ફર્ક નથી[૬]

## ૨

હવે થોડુંક કેસીનના અનેકવિધ ઉપયોગો વિષે.

૧, પ્લૅસ્ટિક દ્વા-ખુરાકોની બનાવટમાં કેસીન મુખ્ય અંગ તરીકે વપરાય છે પ્લાસમોન સેનેટોજન, નેટ્રોઝ, યુકેસીન, લેકટ્રોઇન,

(૪) આ 'સાઇફન'ની નળી રબરની બનેલી હોય છે અને તેને એક છેડે કાચની ગરણી જોડેલી હોય છે, એની સપાટી પર બારીક જાળી લગાડેલી હોવાથી નિથરૂં દ્રવ એમાથી ગળાઇને નળી વાટે બાજુના વાસણમા જાય છે કેસીનના રજકણો જઈ સકતા નથી

(૫) આ દ્રવ પણ નકામું નથીજતું, તેમાથી દુધની ખાંડ (Sugar of Milk) બની સકે છે, જેની બનાવવાની રીત 'કમર'ના ૩૫ મા અંકમા છપાઈ ચુકી છે.

(૬) આ પદ્ધતિમાં પ્રમાણ આ છે —

ગંધકનો તેઝાબ ૧¼ ભાગ લઈ, ૭ ભાગ પાણીમા મેળવો

એ મેળવણી ૧૦૦૦ ગ્રામ સેપરેટ દુધ માટે પુરતી છે

# : : તદ્દન નવા પુસ્તકોનાં અર્ધા ભાવ : :

પુસ્તકોની જે હાલની કીમત રાખી છે તે પુષ્કળ કમીશન કાપ્યા બાદ તદ્દન છેવટનીજ છે, જેથી હાલની કીમતમાં કમીશન આપી શકાય તેવું રહ્યુંજ નથી.

---

ાલ લડાઇનાં વખતમાં દરેક બજારો કુદકે અને ભુસકે વધતાં જાય છે, ાવા કરોકટીના વખતમાં પણ સારા પુસ્તકોના ભાવો ઘણાંજ સસ્તા રાખ્યાં ે અને પારકર ટાઇપ ફાઉન્ટન પેન ભેટ આપવાનું પણ ચાલુ રાખ્યું છે

**એકી સાથે હાલની કીં. ના રૂ. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઇપની ફાઉન્ટન પેન ભેટ અને પાંચ રૂપીઆનાં પુસ્તકોના ઓર્ડરવાળાને લટકાળી લલીતા પુસ્તક ભેટ.**

પરદેશ ખાતે વિ. પી. થતાં નથી માટે પોસ્ટલ શીલીંગ અગાઉથી મોકલવા. દરેક પુસ્તકનું વિ. પી. ટપાલ ખર્ચ અલગ.

: શીલીકમા હશે ત્યા સુધી પુસ્તકો મળશે.

| | મુળ કી રૂ | આ | હાલની કી રૂ | આ |
|---|---|---|---|---|
| અમીના અને હસીના ( બે જોડીયા બ્હેનોની અતિ રસભરી અદ્ભુત રોમાંચ નવલકથા પૃ. ૩૩૦ પાકુ મોતેરી બાઇન્ડીંગ મનત ૧૯૯૬ ની વરેલી સારે ઘાર પડેલુ | ૩ | ૦ | ૧ | ૮ |
| અમૃત મહિલા ( ગુજરાતન સ દાસુખલાલ ભાઇની અતિપ્રીય થઇ પડેલી નવલકથા ગ્લેઝ કાગળે, ૪૦૦ પૃ, પાકું પુંઠ ) | ૧ | ૮ | ૦ | ૧૪ |
| આશાની પાંખે ( શ્રી શાંતીલાલ શાહ મેજીસ્ટરનું નવુંજ પુસ્તક ) | ૦ | ૮ | ૦ | ૪ |
| અધુરી આશા યાને આશાની ઇમારત ( ટોલસ્ટોય કૃત નોવેલ ) | ૨ | ૮ | ૧ | ૪ |
| અનગ વિષ યાને અમૃતમય ઝહેર ( ઉમદા નવલ કથા ) | ૨ | ૦ | ૧ | ૦ |
| આદર્શ નમુનેદાર લગ્ન ( દંપતી જીવનને ઉપયોગી સાહિત્ય ) | ૫ | ૦ | ૩ | ૨ |
| અદેખો ધણી અને બીજી ૨૦ વાતો | ૨ | ૦ | ૧ | ૦ |
| અલબેરૂનીનું હિંદ ( હજાર વર્ષ પુર્વેના હિંદુસ્તાનની જાહોજલાલી ) | ૨ | ૦ | ૦ | ૧૨ |
| અહલેમતની આલમગીર યાદગીરીઓ | ૦ | ૪ | ૦ | ૨ |
| ઇંગ્લીશ ટીચર ભાગ ૧-૨ સાથે, ( ૪૫૦ પૃ ) | ૧ | ૪ | ૦ | ૧૦ |
| ઇસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમત્કારોથી ભરપુર ) | ૦ | ૮ | ૦ | ૪ |
| ઉત્તરધ્રુવથી ખારટુમ ને પૃથ્વીની પ્રદક્ષિણા | ૪ | ૦ | ૧ | ૮ |
| એ કોણ હતી ? ( ગ્રીન નોવેલ-કર્તા સાક્ષર શ્રી જગનનાથ પકવા ) | ૧ | ૪ | ૦ | ૧૨ |
| ઓ ધન તુ ક્યાં છે ! ( ગુનશામ કૃત અદભુત નવલકથા ) | ૨ | ૦ | ૧ | ૦ |
| કચ્છની જુની વાર્તાઓ ( ઐતિહાસિક લોકકથાઓ ) | ૪ | ૦ | ૨ | ૦ |
| કાગળની હોડી અને બીજી વાતો ( નવલીકા સંગ્રહ ) | ૨ | ૦ | ૦ | ૧૦ |
| કેદખાનુ કાગસ્થાન ભાગ ૧ લો-અદભુત નવલકથા | ૨ | ૮ | ૧ | ૮ |
| " " ભાગ ૨ જો " " | ૨ | ૮ | ૧ | ૮ |

| | | | | |
|---|---|---|---|---|
| લહેરી લુટારો ( ધનશંકર ત્રીપાઠી કૃત-ડીટેકટીવ નવલકથા ) | ૧ | ૦ | ૦ | |
| લાલચીન યાને કપટીના કારસ્થાન ( અદભુત નવલકથા ) | ૩ | ૦ | ૧ | |
| લુચ્ચાળી લલીતા કે પ્રેમતી દેવી ( સામાજીક નોવેલ ) | ૨ | ૦ | ૧ | |
| વસંત કુમારી યાને પ્રોફેસરની પત્નિ ( નવલકથા ) | ૦ | ૧૨ | ૦ | ૬ |
| વહેમી વનીતા-પ્રખ્યાત નવલકથાકાર જેઈન ઓસ્ટેનના Pride and Prejudice નું ભાષાંતર પાકું પુઠું પૃષ્ઠ ૩૭૫ | ૨ | ૮ | ૧ | ૦ |
| વિજયા ( શરદ બાબુની અતિ વખણાયલી નવલકથા ) | ૨ | ૮ | ૧ | |
| વગર રોકડાનો વૈદ્ય-પૃષ્ઠ ૪૫૦ ( માણસ માત્રને ઉપયોગી પુસ્તક ) | ૨ | ૦ | ૧ | |
| વહુને શીખામણ ( વહુ થતાં પહેલા સમજવા લાયક ) | ૧ | ૦ | ૦ | |
| વિદ્યાચંદ્ર અને સુમતિ ( સામાજીક-પૃષ્ઠ ૨૦૦-બાર ચિત્રો ) | ૨ | ૦ | ૦ | ૧૨ |
| વટેલ વનીતા ( રહે તો આપથી અને જાય તો સગા બાપથી ) | ૨ | ૦ | ૧ | ૦ |
| વૃધ્ધાવસ્થામાં તંદુરસ્તી ( વૃધ્ધ ઉમરે શરીર બહુ સશક્ત રાખી શકાય છે ) | ૧ | ૮ | ૦ | ૧૨ |
| સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા ( સ્વતંત્રતાના ચાહકો માટે અમૃતનો પ્યાલો ) | ૧ | ૪ | ૦ | ૧૦ |
| શશીકલા યાને ચોર પંચાશિકા ( મનમસ્તની અનુપ કથાઓ ) | ૨ | ૦ | ૧ | ૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભાગ ૧-૨ સાથે ( અદભુત નવલકથા ) | ૩ | ૮ | ૨ | ૪ |
| શયતાની કામ અને ભેદી ભગવાન-અતિ ઉત્તમ રસીલી સામાજીક વાર્તા ૫૦૦ પૃષ્ઠ પાકું સોનેરી બાઇન્ડીંગ | ૩ | ૦ | ૧ | ૮ |
| સંગીત તાલ માર્ગ દર્શક ( શાસ્ત્રીય સંગીત શીખવું હોયતો ) | ૩ | ૦ | ૨ | ૪ |
| સ્ત્રીની એકજ ભુલ ( એકજ ભુલમાં થયેલો ગજબ ગોટાળો ) | ૨ | ૮ | ૧ | ૨ |
| સદ્દગુણી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી. દેવાઇ કૃત ) | ૨ | ૮ | ૧ | ૦ |
| સામાનીયન શુરવીર ઐતિહાસિક શૌર્યતાભરી નોવેલ-રસીક નામ | ૪ | ૦ | ૦ | ૦ |
| શેત્રંજ ( શેત્રંજ રમવાની રીત, સમજ અને ખુબીઓ ) | ૦ | ૬ | ૦ | ૪ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ ( સુવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર એલેકઝાંડર ડુમાના થ્રી મસ્કેટીઅર્સનું મુક્ત ગમિક ભાષાંતર પૃષ્ઠ ૬૮૮ પાકુ સોનેરી બાઇન્ડીંગ ) | ૨ | ૧૪ | ૧ | ૦ |
| સમાજનો સડો ( સડેલા સમાજનો ચિતાર ) | ૧ | ૮ | ૦ | ૪ |
| સરસ્વતિની સદન શીલતા અને સતીસુંદરીની મહત્તા તથા ભર્તુહરીની પિંગલા અને ગોરખની ઇંગલા (આધ્યાત્મિક) | ૧ | ૮ | ૦ | ૧૦ |
| સીલોનની તવારીખ ( એજ ખરેખરી સોનાની લંકા ) | ૧ | ૮ | ૦ | ૬ |
| સીતારનો શોખ ( મિ. દિવેટીયા કૃત અજબ નવલકથા ) | ૧ | ૪ | ૦ | ૧૦ |
| સૌભાગ્યવતી સાવિત્રી—( હિન્દુ સમાજનું કરૂણ દૃશ્ય ) | ૩ | ૦ | ૧ | ૦ |
| હઠયોગ ( આત્મજ્ઞાન દર્શાવતું દ્રઢ અનિતામાં મક્કમ રખાવે તેવું પુસ્તક ) | ૧ | ૪ | ૦ | ૬ |
| હોમીયોપથીક મટીરીઆ મેડીકા ( હોમીઓપેથીક દવાઓનું પુસ્તક ) | ૨ | ૦ | ૧ | ૬ |
| હિંદના હિતનો ઉકેલ ( પ્રોફેસર શાહના પુસ્તકનો અનુવાદ ) | ૧ | ૦ | ૦ | |
| A. MANUALOF HOUSEHOLD FORMULAS (Dr. Chauhan) | 1 | 4 | 0 | |

☛ **વર્ધમાન એન્ડ સન્સ.** પાયધુની જંક્શન, મુંબઈ ૩.



## સેંકડો રૂપિયા ખર્ચતાં ન મળે એવા નાદિર પ્રયોગ — નકલી ઘી

૧

ઘીની ખપતથી અને તેના ગજાવરૂ ઉદ્યોગથી કયો વેપારી દિમાગ અણજાણ છે? પાંત્રીસ—ના ખરેખર, ઓગણચાલીસ–કરોડની વિરાટ જનસંખ્યા જે દેશમાં વસી હોય અને જેના દરેક વર્ગમાં ઘીનો ઉપયોગ દિન રાત ચાલુજ હોય, ત્યાં ઘીની ખપતનું શું પૂછવું જ શું?

હિન્દીઓનો એક મ્હોટો વર્ગ એટલો કંગાળ છે, કે તેને ઘી તો શું, દૂધનો એક છાંટોય રોજ મળી સકતો નથી, એ જેમ હકીકત છે તેમ એ પણ ખરૂંજ છે કે વસ્તીના એક બીજો મ્હોટો વર્ગ એવો છે, જે નિયમિતપણે રોજ રોજ છુટથી ઘી વાપરતો રહે છે, એટલુંજ નહિ બલ્કે એ વપરાસ એટલો વેગ લઇ ચુક્યો છે કે હિન્દીઓ હિન્દ બાહિર —બર્મા, સિલોન, પૂર્વ અને દક્ષિણ આફ્રિકા— જ્યાં જ્યાં જઇ વસ્યા છે, ત્યાં ત્યાં પોતા સાથે હિન્દી ઘીનો વેપાર પણ લેતા ગયા છે બર્મામાં હિન્દી ઘી વેચાય છે, સિલોન હિન્દી ઘી વાપરે છે અને આફ્રિકા ખાતેય સ્ટીમરે સ્ટીમરે હિન્દી ઘી નિકાસ થતુ રહે છે. આ છે, ઘીની ખપતની ખરી હકીકત.

■ ■ ■

દરેક વસ્તુના વેપારમાં બને છે તેમ, ઘીના વેપારમાંય કેટલાય વર્ષો થયા એક ક્રાંતિ આવતી શરૂ થઇ ગઇ છે. આ થી થોડાક વર્ષ પહેલા હોલાન્ડના વનસ્પતિ ઘીએ હિન્દી બજારે પગ મુક્યા — અને શર્મ સાથે કબુલવું જોઇએ કે–આપણામાંના ઘણાકોએ ન છાજતી રમતો રમવા માંડી હોલાન્ડનું એ વનસ્પતિ ઘી, વનસ્પતિ ઘી તરીકેજ વેચાય તો નફો ઓછો મળતો હતો તેમણે દગાબાજી આરંભી. વનસ્પતિ ઘીને ખરા ઘીમાં મેળવીને, તેને ખરૂ ઘી તરીકે વેચવું શરૂ કર્યું: નફો સારો મળતો થયો. તેમની ધન–લાલસા વધુ, અને વધુ વધવા લાગી. વનસ્પતિ ઘીને બદલે ચરબીની મેળવણીય થવા માંડી અને એમ નિર્દોષ વનસ્પતિ ઘીનું નામ પ્રજામાં અપ્રિય અને બદનામ થઇ ગયું.

આ થઇ 'તાવડાની' કહાણી.

■ ■ ■

વનસ્પતિ ઘી પોતાના ખાલિસ સ્વરૂપમાં હાનિકારક નથી, એ જાણનારાઓ જાણે છે. તેની બનાવટમાં એવી કોઇ ચીજ યા દવા નથી વપરાતી કે જે માનવ તનદુરસ્તીને સહજે હાનિકર્તા લેખી સકાય. તે કેવળ વનસ્પતિ તેલોનું એક જુદું અને ઘટ્ટ સ્વરૂપ છે અને બસ. તેમાં ખરા ઘી જેવા પૌષ્ટિક તત્વો ઓછા હોય એ બનવાજોગ છે, પણ નુકસાન કર્તા નથી તો નથીજ, એ ચોક્કસ છે.

પણ, ઓછી મિહનતે વધુ દવલત મેળવી લેવાની લાલસા શું શું નથી કરાવતી? વનસ્પતિ ઘીમાંય ભેગ થવો શરૂ થઇ ગયો. તાજી ચરબી પીગળાવીને વનસ્પતિ ઘીમાં મેળવાવા લાગી અને એમ નિર્દોષ, વનસ્પતિ ઘીને ખરેખર દોષિત ઠરાવવામાં ખુદ તેના વેપારીઓએજ શર્મનાક ભાગ ભજવ્યો.

નામ જાહિર કરવાની જરૂરત નથી, પણ આ લખનાર જાણે છે તેમ, વનસ્પતિ ઘીના હિન્દી કારખાનાના એક મ્હોટા એજન્ટ પોતાના કારખાના સાથેય એ દગાબાજી રમી રહ્યા છે. પોતાના કારખાનાના ઘીના ખાલી ડબ્બાઓમાં, પોતાનું ચરબી મિશ્ર વનસ્પતિ ઘી ભરી, તેઓ તેને ખરા તરીકે વેચી બેવડો દ્રોહ કરે છે.

■ ■ ■

અને વાત આ–થી શાને પતે? જ્યારે–

૧, ચોખ્ખા ખરા ઘીમાં વનસ્પતિ ઘીની મેળવણી થાય છે અને–

૨, ખરા વનસ્પતિ ઘીમાં ચરબીની મેળવણી થાય છે તો–

 ...............ખુંટી કલમ............... 

[ ચિત્ર મુખપૃષ્ઠ પર ]

કલમ કરવાની કળાથી કેવળ પરિચિત ન હોય એ બાગબાનજ નહિં. દુન્યાના દરેક ભાગમા અને ઝમીનના દરેકે દરેક ખુણે ઓછા વત્તા અંશે કલમ–પદ્ધતિ પ્રચલિત છે અને તેથી દરેકે દરેક દેશમા કલમ કરનાર કુશળ બાગબાનો હોય છેજ.,

કલમો જો કે ઘણી પ્રકારની છે, પણ એમાંય ખુંટી કલમ વધારે ફળદાયી સાબિત થઇ છે. રત્નાગીરીના સરકારી ફાર્મ પર કલમ–પદ્ધતિઓના લંબાણ અખતરાઓ કરી પછી જાહેર કરવામા આવ્યું છે કે, આંબા અને એવાજ બીજા ફળ–ઝાડો માટે ખુંટી કલમ સર્વોત્તમ છે કારણ કે— ,

(૧) એ કલમથી ઝાડ જલદી વિકસે છે

(૨) તે વધુ પ્રમાણમા બળવાન થાય છે

(૩) વધુ ફળ આપે છે

આવો, હવે આપણે ખુંટી કલમ કરવાની ખરી રીત જોઇએ

ખુંટી કલમ સારા જેવાં જુના ઝાડ પર થાય છે. એને માટે સૌથી પહેલાં એ ઝાડના થડને ઝમીનથી દેઢ બે ફુટ જેટલુ ઉંચુ બાકી રહે તેમ કાપી નાખવું અને પછી એ દોઢ બે ફુટ ઉંચા થડની બહારની બાજુએથી ચાર ઇંચ લાંબો કાપ તિક્ષણ ચપ્પુ વડે ચિત્રમાં બતાવ્યા મુજબ મુકવો. આ કાપ મુકતી વેળા ખાસ ધ્યાન આપવાની વાત એ છે કે કાપ થડની છાલ જેટલોજ ઉંડો મુકવો જોઇએ, ભૂલથીયે એથી વધુ ઉંડો . મુકવો નહિજ. કારણ કે, એમ થતાં કલમ બરાબર થતી નથી. પછી એ કાપ આગળ–પ્રથમ પાતળી અને પછી જાડી –લાકડાની ફાચર મારી, ધીમે ધીમે છાલને ઢીલી કરવી, પણ તે સાવ નીકળી યા તૂટી ન જાય તેની કાળજી રાખવી. હવે જે ઝાડની કલમ કરવી હોય તેનો ઉમદા કટકો લઇ, તેની ઉપરના પાંદડા વ. કાઢી નાખી, ચિત્રમા બતાવ્યા પ્રમાણે આગળ પાછળથી સીધી ત્રાંસી કાપી, ખુંટી તૈયાર કરવી અને પછી તેને પેલા થડની ઢીલી છાલમાં ગોઠવી તેની ઉપર સહજ પાણીથી ભીંજવેલું કંતાન વીંટાળી, જાડી દોરીથી બરાબર બાંધી દેવુ, જેથી ખુંટી થડમા પોતાને સ્થાને ચોંટેલી રહે.

અલબત, જો થડ જાડું હોય અને ઇચ્છા હોય તો એક કરતા વધુ ખુંટીઓ બેસાડી શકાય છે

હવે, કલમ કરવાની થોડીક સામાન્ય સૂચનાઓ યાદ રાખો

પ્રથમ તો કલમ કરવાથી થતા મુખ્ય ફાયદા જોઇએ. તે નીચે પ્રમાણે છે :—

૧ કલમ કરવાથી જે જાતના ઝાડની ખુંટી લીધી હોય તે જાતના ફળો મળવાની ખાત્રી રહે છે બીમાથી ઉત્પન્ન થયેલા ઝાડોની તેવી ખાત્રી રહેતી નથી

૨ કલમ કરેલા ઝાડો બીથી ઉત્પન્ન થયેલા ઝાડો કરતા હંમેશા વહેલા ફળે છે

(અનુસંધાન પાના ૧૦૬થી)

પાણીનો અંશ માત્ર ન આવી જાય તેનુ ધ્યાન રાખો હવે નકલી ઘી લગભગ તૈયાર છે જો એકજ ચીજ બાકી છે, તે એ છે કે આ તેલને તોની લઇ, જેટલુ તેલ થાય તેટલુંજ ચોખ્ખુ ઘી લઇ, બેઉને એક સાફ વાસણમા મુકી, પીગળાવીને એકરસ કરી, ઠંડા પાડી લો બસ, એ થયું તમારૂં નકલી ઘી–નકલી શા, એટલું હું કહું કે ખૂદ તમેય આ નકલી ઘી અને ખરા ઘીમા ફેર પાડી ન શકો !

અને હા, પેલો જુદો કાઢેલો મેલ પણ કંઇ ફેંકી દેવાનો નથી એનો તો હલકા પ્રકારનો સાબુ બનશે, જે કપડા ધોવા માટે તમારા કુટુમ્બને ખુબ કામ લાગશે.

કલમ કરવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ :—

૧. કલમ માટે પસંદ કરેલી ડાળી મૂળ ઝાડ જેટલીજ નહિં તોય ઠીક ઠીક પ્રમાણમાં જાડી અને સારી પાકી હોવી જોઇએ.

૨ જ્યારે ઝાડોમાં નવી ફુટ થવા માંડે, એટલે કે, જ્યારે આંખો ઉપરની આની ઉઘડવાની તૈયારીમાં હોય ત્યારેજ કલમ કરવી જોઇએ હિંદુસ્તાનના ઘણા ખરા ઝાડોમાં આવો વખત વરસમાં બે ત્રણ વાર આવે છે ચોમાસામાં આવતો આવો સમય કલમ કરવા માટે ઘણોજ ઉત્તમ હોય છે

૩ કલમ અને મૂળ ઝાડની કાપેલી સપાટી સુંવાળી અને સરખી હોવી જોઇએ કે જેથી કરીને જોડાણ પૂરેપુરૂ થાય

૪ સફાઇદાર કામ મુકવાને માટે કલમ કરવાની છરી યા ચપ્પુ ઉત્તમ પોલાદનો બનેલો અને સારી ધારવાળો હોવો જોઇએ

૫ કલમ અને મૂળ ઝાડને કાપીને તરતજ જોડી દેવા જોઇએ. કાપેલો ભાગ સહજ પણ સુકવો જોઇએ નહિં જો તેને થોડી વાર એમજ રાખવાની અનિવાર્યતા ઉભી થાય તો, કલમ હોય તો પાણીમાં બોળી દેવી યા થડ હોય તો તેની ઉપર ભીનું કપડું વીંટાળી દેવું

૬ કલમ અને મૂળ ઝાડની કાપેલી બાજુઓ એક બીજા સાથે જોડયા પછી જોડાણવાળો ભાગ કંતાનને પાણીમાં પલાળી તેનાથી સારી રીતે બાંધવો પછી તે પર સુતળી બાંધી, લાલ માટી અને છાણને સરખે ભાગે લઇ તૈયાર કરેલો કાદો ચોપડવો

૭ કલમ કરેલા છોડો વરસાદ અને સખત તાપમાં રાખવા નહિ પહેલા તેમને એક બાજુએથી તડકો આવે એવી જગ્યાએ અને પછી સાધારણ છાયા વાળી જગ્યામાં મુકવા ઝાડવાળા કુંડાની અંદરની માટી સહેજ ભીની રહે એવી રીતે પાણી આપતા રહેવું. કલમ કરેલા છોડ ગરમ અને ભેજવાળી હવામાં સારા થાય છે

૮ જો માટી અને છાણના કાદામાં [illegible] પડે તો તેને સહેજ ધીમેથી નવશેકા પાણીથી ધોઇ નાખવો અને, ફરીથી બીજો સારો કાદો લગાડવો

૯ દર બે મહિને કુંડામાં થોડી માટી અને ઉકરડાનું ખાતર નાખવું.

૧૦ જો મૂળ ઝાડ પર કુંપણ ફુટવા માંડે તો તેને ઘસીને કાપી નાખવી

૧૧ જોડાણ પૂરેપુરૂં થયાને છથી આઠ અઠવાડિયાં લાગે છે ત્યાં સુધી કલમની ધીરજપુર્વક સંભાળ લેવી



# વેપારની ચાવી

પધાની મદદથી નભરાતા બાઈ બ્હેનો માટે આ પુસ્તક આશિર્વાદ સામાન છે ઘર બેઠા બીજા ધંધાની રોકાણ કે નવકરી હોવા છતાં, નામની પંદર પચ્ચીસ રૂપિયાની પુંજીમાં વેપાર કેમ કરવો અને પોતાની આવક કેમ વધારવી એની વિગતવાર માહિતી આ પુસ્તકમાં આપેલી છે તે ઉપરાંત જુદા જુદા નાના મોટા ૧૧૧ હુન્નર ઉદ્યોગોની પગ સંપૂર્ણ વિગત એમાં સરળ અને સાદી ભાષામાં જણાવેલી હોઈ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે

અનુક્રમણિકા ૧ આંખમાં નાખવાનું પાણી ૨ કાનમાં થતા દર્દ મટાડનાર દવા ૩ કોલ્ડ ક્રિમ ૪-ફેસ વૉશ પાવડર ૫ ખાસી મટાડનાર દવા ૬ ગુલકારક ઘીકાળી ૭ ચામડી માટેનો પાવડર ૮ ચામડીના રોગો દૂર કરનાર મલમ ૯ જૂ અને લીખ દૂર કરનાર સાબુ ૧૦-ખુબસુરતી લાવનાર પાવડર ૧૧ તાવ મટાડનાર દવા ૧૨ દંતમંજન ૧૩ દરેક જાતના દર્દ દૂર કરનાર ચમત્કારીક દવા ૧૪-દાંતના દર્દ મટાડનાર દવા ૧૫ દાઢી બોડવા માટે લગાડવાનું ક્રિમ ૧૬ નાના બાળકોની દવા ૧૭ આગણ માટે મલમ ૧૮ પેન બામ ૧૯-ખીલ મટાડનાર દવા ૨૦ મોઢામાંથી દુર્ગંધ દૂર કરનાર દવા ૨૧ લવેન્ડર પાણી ૨૨ લેમોનેડ પાવડર ૨૩ લોહી શુદ્ધ કરનાર દવા ૨૪ વાળ ઓળવા માટે પાવડર ૨૫-વાળ ઉગાડનાર દવા ૨૬ વાળ કાઢવાનો પાવડર ૨૭ વાળ કાળા કરનાર કલફ ૨૮-શેમ્પુ પાવડર ૨૯ વાળમાં નાખવાનું તેલ ૩૦ શ્યામજ્યુસ અને ગ્લિસરીન ૩૧ શીતળા માટેની દવા ૩૨ Bath Powder ૩૩-સંધીવા મટાડનાર દવા ૩૪ કાર્બોલિક સાબુ ૩૫ તાકાતની ગોળીઓ ૩૬-સુગંધીદાર પોમેડ ૩૭-સુગંધીદાર સાબુ ૩૮-ઇલેક્ટ્રીક પાવડર ૩૯ ને ૪૦ કાળુ ને બ્રાઉન બુટ ક્રિમ ૪૧ ૪૨, ૪૩-કાળુ, ટેની લાલ ને બ્રાઉન બુટ પૉલિશ ૪૪ સ્ટવ પૉલિશ ૪૫ એક વર્ષ સુધી બગડે નહિ એવી લાહી ૪૬ અંધારામાં ચળકે એવી શાહી ૪૭-કાપડને વૉટરપ્રૂફ બનાવનાર દવા ૪૮ કપડા પર લખવા માટેની શાહી ૪૯ કોપલ વારનિશ ૫૦ કોલસાનું બળતણ એંજીન ખાતે એવી દવા ૫૧-કાચ કે ચીનીના તુટેલા વાસણ જોડનાર મિશ્રણ ૫૨-ચમત્કારીક પાવડર ૫૩ ચમત્કારીક પ્રવાહી ૫૪-ચાંદીનું ગિલ્ટ કરનાર પાવડર ૫૫ ૫૬ છુપા લખાણ માટેની શાહી ૫૭ ખુબ સસ્તો સાબુ (એક આનાથી પણ ઓછાનો એક તોલ) ૫૮ બીજી જાતનું કાળુ બુટ પૉલિશ ૫૯ પ્રવાહી સરસ ૬૦ મેસવાળાઓ માટે ચમત્કારીક પ્રવાહી ૬૧ ફરનિચર પૉલિશ ૬૨ ફાઉન્ટેન પેન માટેની બ્લુ શાહી ૬૩ મશિનમાં પુરવાનું તેલ ૬૪ માખીઓનો નાશ કરનાર કાગળ ૬૫-રબર સ્ટેમ્પની શાહી ૬૬ શાહીથી લખેલ લખાણ ભુંસાવનાર દવા ૬૭ ૬૮ ૬૯-કાળી બ્લુ ને લાલ શાહી ૭૦ ધરગથ્થુ સાબુ ૭૧ ૭૨ ૭૩ ૭૪ હેન્ગોઆફની લાલ લીલી બ્લુ અને વાયોલેટ શાહી ૭૫-કપુરની સુગંધીદાર ટિકડીઓ ૭૬-કાદવના લખવ ૭૭ ખરેખર ચિત્રના પોસ્ટ કાર્ડ ૭૮ ગુલાબની સુગંધીદાર ટિકડીઓ ૭૯ ચમત્કારિક રીતે ૮૦ ચમેલીની સુગંધીદાર ટિકડીઓ ૮૧ જાદુઇ રૂમાલ ૮૨ ઝાડપાનના બીબા ૮૩ ૮૪, ૮૫ ૮૬ ૮૭ ડુપ્લીકેટીંગ કાળા, બ્લુ લાલ, લીલા અને જાંબલી કાર્બન પેપર ૮૮ તૈયાર રબરના સિક્કાઓ ૮૯ પતરાની સ્લેટ ૯૦ ફેન્સી પત્રવ્યવહાર બોક્ષ ૯૧ ૯૨ પુઠાના સુશોભિત અને પતંગ ૯૩ કાળા કાર્બન પેપર (નવી જાતના) ૯૪ રમતના પત્તા ૯૫ રબર સ્ટૅમ્પની બનાવટ ૯૬ રેતીના કાગળ ૯૭ રેશમી રૂમાલ પર છાપી ૯૮ વાસણ ઉપર છાપી ૯૯ ફેન્સી સાઇન બોર્ડ ૧૦૦ શુભ અવસરના તૈયાર કાર્ડો ૧૦૧ ચિત્ર પોસ્ટ કાર્ડ ૧૦૨ ચિત્રયુક્ત મુળાક્ષર ૧૦૩, ૧૦૪, ૧૦૫-કાળા, બ્લુ ને વાયોલેટ કાર્બન પેપર ૧૦૬ ૧૦૭ ૧૦૮ ૧૦૯-કાળી, ફ્રેન્ચ બ્લુ ને લાલ લાખ ૧૧૦-સુનેરાઉ રૂમાલ પર કામ ૧૧૧-હેક્ટોગ્રાફ અર્થાત ડુપ્લીકેટર

૧૦૦ પાના ઘા આર્ટ પેપર ઉમદા કવર કીમત માત્ર અઢી રૂપિયા પોસ્ટેજ બે આના જુદા (પરદેશ માટે૰ સહિત શિલિંગ સાડા ૨)

લખો — કુમાર ઓફીસ, મોટાગરવાડ સુરત.





# ચિકોરી



## Chicory

**[૧]** ચિકોરી યૂરપિયનોની માનીતી ચીઝ છે એના પાંદડાં તેમની જમણ-મેજ પર યા છુટા હોય છે, યા મેવેડના એક અંગ તરીકે હકીકતમા, ચિકોરી આખા યૂરપમાં ખુબજ માનાતી વનસ્પતિ છે.

ચિકોરીનું વાવેતર મ્હોટે ભાગે બેલજિયમમાં થાય છે અને અને એનાય ફ્લેમિન ખેડુતોજ એ વાવેતર કરે છે, જો કે એ વનસ્પતિ યૂરપના બીજા ભાગોમાજ નહિં, ખુદ હિન્દમાંય થઇ સકે એમ છે. કહેવાય છે કે, પંજાબમાં તો ચિકોરીની એક ઝાત હાલ થાય પણ છે, જો કે હાલ એનો ઉપયોગ ઢોરોના ચારા તરીકે થાય છે. એનુ કારણ ઘણું કરીને એ છે કે ચિકોરીના વાવેતર અને તેની સફાઇ વ ની ખરી અને પુરી રીત પંજાબના ખેડુતો હજી જાણતા નથી અલબત, અહિં ચિકોરીના બીજ દવામા વપરાય છે અને તે પંજાબના ખેડુતો પુરા પાડે છે

ચિકોરી અનેકવિધ ઉપયોગિતા ધરાવે છે તેની ટોચ કિંવા પાંદડા વનસ્પતિ તરીકે ઉપયોગી છે અને બીજ દવા તરીકે તો મુળનો ઉપયોગ થાય છે કોફીની સુગંધી વધારવા માટે અને, હકીકત એ છે કે વર્ષો લગી ચિકોરીનો એજ એક માત્ર ઉપયોગ યુરપની જાણમાં હતો. તાઝી સ્વાદિષ્ટ વનસ્પતિ તરીકેનો તેનો ઉપયોગ કરવાની શોધ થયાને હજી માત્ર ૧૦૦ વર્ષજ થયાં છે.

હા, ૧૦૦ વર્ષજ થયા ચિકોરી તાઝી વનસ્પતિ તરીકે ખાવાપાત્ર ગણાઇ છે. એની એ શોધની દાસ્તાન કંઇક દિલચસ્પ છે ૧૮૩૦માં બેલજિયમ અને હોલેન્ડ વચ્ચે લડાઇ થઇ ત્યારે એક ફ્લેમિશ ખેડુએ પોતાના ચિકોરી-મુળો—જે કોફીમા ઉમેરવા માટે તે બહાર મોકલનાર હતો—એક અંધારીયામા છુપવી દીધા. થોડોક સમય વીત્યો; લડાઇ પુરી થઇ. ખેડુત પોતાને ખેતરે પાછો ફર્યો અને તેણે પોતાની અજાયબી વચ્ચે જોયું કે એ મુળોને તો સફેદ પાંદડા ઉગી નીકળ્યા હતા. લડાઇ હમણાંજ પુરી થઇ હતી. ખેડુત કને ખાવાનુ કશું ન હતું. તેણે તે પાંદડા ચાખ્યા અને સ્વાદિષ્ટ લાગતાં, ખાવા લાગ્યો. બસ, ત્યારથી એ પાંદડાં ખાવાપાત્ર ગણાવા લાગ્યા, જો કે વેપારી દષ્ટિએ એનો ધંધો તો છેક ૧૮૪૬થી શરૂ થયો.

હિન્દમાંય એ વાવેતર માટે આજ પચાસ વર્ષથી ભલામણ થતી રહે છે, પણ હજી લગી રીતસર વાવેતર થયું નથી.

**[૨]** ચિકોરીનું વાવેતર કરવાની પધ્ધતિ ખાસ નોખી છે બેલજિયમમાં મ્હોટે ભાગે મે મહિનામા એનું વાવેતર કરવાનો નિયમ થઇ ગયો છે વાવેતર કરવા માટે મુળીયાંને ૭ સાત ઇંચ ઊંડાણમાં રોપી, ઝમીન પર ઘાસ પાથરી, ઉપર છાંયડો કરાય છે, જેથી ઝમીન ગરમ રહે. આ એક ખાસ મુદ્દો છે, કારણું કે એ કાઇમી ગરમી ચિકોરીના વાવેતર માટે અનિવાર્ય છે અને એ કારણે ઝમીનને ગરમ રાખવાની 'હોટબેડ પદ્ધતિ' પણ ત્યા પ્રચલિત છે

સામાન્યતઃ ચિકોરી ઓક્ટોબર-નવેમ્બરમાં તૈયાર થઇ જાય છે તૈયાર થયા પછી તેને ઉખેડી, સાફ કરવામા આવે છે અને મુળ અને ટોચ જુદા પાડી, વેચાય છે.

બેલજિયમ ચિકોરીનું મુખ્ય કેન્દ્ર છે. બ્રુસેલ્સની ચિકોરીની બજાર દુન્યાભરની મ્હોટામાં મ્હોટી બજાર છે અને ખુદ બેલજિયમમાં આજે ૧૨ ક્રોડ રતલ ચિકોરી પયદા થાય છે.

હિન્દનાય કેટલાક ભાગોમા—ખાસ કરીને પંજાબ, સરહદ પ્રાંત અને કાશ્મીરમા—જ્યાં આજેય એક પ્રકારની ચિકોરી થાય છે, ચિકોરીનું રીતસર વાવેતર કરવાની સારી તક છે.

### કાચ-સિમિન્ટ

ચંદ્રસ ૧½ ઔંસ, ઘોયલી લાખ ૧½ ઔંસ, મેથીલેટેડ સ્પિરિટ ⅝ જીલ

ઓગળી જાય ત્યારે વાપરો કાચ કે ચીનીની વસ્તુઓ ખુબ સંધાય છે અને વિશિષ્ટતા એ કે, સાંધા પર કાળો ડાઘ રહેતો નથી.

■

### કાચની ઝાંખનો ઇલાજ

વર્ષાદના દિવસોમાં બારી બારણા તથા ગાડી યા મોટરના કાચ પર ઝાંખ આવી જાય છે અને તેથી બરાબર જોઇ સકાતું નથી એનો એક ઇલાજ એ છે કે, વર્ષાદ શરૂ થાય ત્યારથીજ એ કાચ પર નીચલું મિશ્રણ લગાડી દેવું

પેટ્રોલીન સાબુ ૧ ઔંસ, વુડ અલકોહલ ૮ ઔંસ, ગ્લિસરીન ૬ ઔંસ, અર્ક-પાણી ૨ ક્વાર્ટ.

સાબુની કાતરણ કરી, પાણીમા નાખી, ધીમી આંચે ઓગળાવી, પછી ૨૪ કલાક લગી રહેવા દો અને ત્યાર પછી ગાળી લઇ બાકીની ચીજો ઉમેરો.

બારી બારણાના કાચની અંદરની તરફ તથા મોટરના કાચની બેઉ તરફ આ મિશ્રણ લગાડો લગાડવા માટે કપડાનો ઉપયોગ કરજો અને હળવે હાથે છતા પુરો કાચ ભીંજાય તેમ મિશ્રણ લગાડજો

■

### કાંજી

પાણી ૨૨ ગેલન, બટાટાનો સ્ટાર્ચ ૧૬ રતલ, ગ્લિસરીન ૧૧ રતલ, કર્ડ. સાબુ ૧⅞ રતલ, સુરોખાર ૫ તોલા.

• સૌથી પહેલા સ્ટાર્ચમા થોડુંક પાણી નાખી, લાહી બનાવી, પછી બાકીનું પાણી ઉમેરી, સાબુની કાતરણ તથા ગ્લિસરીન મેળવી, વગાળ-ચુલા દ્વારા ૧૫૦ મિનિટ લગી ઉકાળી લો. એ દરમિયાન બીજા વાસણમાં સુરાખારને સહજ પાણીમા ઓગળાવી, ઉપલી મેળવણીને ચુલા પરથી ઉતાર્યા પછી તેમાં નાખો અને હલાવીને મિશ્ર કરી દો

આ કાંજી સુતર વ. પર ચડાવવા માટે વપરાય છે

■

### ખાંસીની ગોળીઓ

કાકડાશીંગ, પીપરીમુળની ગાંઠો, સિંધાલુણ અને બાવળનો ગુંદર દરેકની ભુકી અકેક ચમચી જેટલી

સહજ પાણી મેળવી, પાંચ પાચ ગ્રેનના વજનની ગોળીઓ બનાવો.-

માત્રા- દિવસમા ત્રણ ગોળી.

■

### ચાલ-મુગરા મલમ

ચાલ-મુગરા ઑઇલ ૧૦ તોલા, હાર્ડ પેરેફિન ૪૦ તોલા, સોફ્ટ પેરેફિન ૫૦ તોલા

પ્રથમ હાર્ડ પેરેફિનને ધીમી આંચે પીગળાવી, પછી તેમા બાકીની ચીજો મેળવી, ઠારી લો.

આ મલમ લુખસ, દરાજ અને કોઢ માટે ઉપયોગી છે.

■

### ટીંક્ચર આયોડિનના ડાઘ કાઢવા

કપડા પર ટીંકચર આયોડિનના ડાઘ પડી ગયા હોય તો થોડોક ઘઉંનો લોટ લઇ, સહજ પાણીમા મેળવીને, ડાઘવાળી જગ્યાએ લગાડી સુકાવા દો. સુકાયા પછી તેને સાબુથી ધોઇ નાખો. ટીંકચર આયોડિનના ડાઘ જાદુઇ ફુંક પેઠે જતા રહેશે (આઝમાવેલો પ્રયોગ છે)

■

વર્ષ દશમું
માસ ચોથો
અંક ૧૧૨ મો

# કુમાર

એપ્રિલ ૧૯૪૦

—: લવાઝમ :—
હિન્દ : રૂપિયા ત્રણ
બર્મા : રૂપિયા સવા ત્રણ
વિદેશ : શિલિંગ ૭

## ચિત્રો



## ખેતી, હુનર અને ઉદ્યોગ



## વેપારી કળા



## પરચૂરણ





કાચની બરણીમાં સંભાળપૂર્વક ગોઠવેલા સુકા મેવાના દેખાવે કયા શખ્સના મોઢામાં પાણી ન આણ્યું હોય? દેખાવે મનહર, સ્વાદે સરસ અને ગુણે લાભકર્તા એવી આ કુદરતની ઉમદા નિઅમતની કદર ન જાણે તે ખરેજ નગુણો કહેવાય.

તાજા ફળો હરહમેશ અને દરેકે દરેક ઠેકાણે મળી શકતા નથી; વળી તે જલદી ખરાબ થઇ જતા હોઇ, જે જગ્યાએ તેની પયદાઇશ વધુ છે તેને અપવાદ ગણતાં, બાકી સર્વત્ર કંઇક મોંઘા હોય છે પરંતુ સુકા મેવાની વાતજ અનોખી છે. દુન્યાના દરેક ભાગમા થતો ઉમદા મેવો તમે ઘર બેઠા મેળવી શકો છો અને તેય વળી મધ્યમ ભાવે.

અને સુકો મેવો હરકોઇતે સંતોષી શકે છે. બચ્ચાઓ અને જવાનોની વાતજ જવા દો, જેમના મોઢામાં દાંત નથી એવા ડોસાઓ પણ કુદરતની આ બખ્શીશથી મહરૂમ રહેવા તૈયાર નથી પરિણામે તેઓ પોતાના મનગમતા મેવાના ન્હાના કટકા યા ભુકી કરી, ઉપયોગ કરે છે

૨

સુકા મેવાનો વેપાર સરળ પણ છે અને નફાવંત પણ. વળી એમાં ન મ્હોટી પુંજીની જરૂર છે, ન વળી ખાસ આવડતની. ૨૦૦૦ થી ૪૦૦૦ની વસ્તીવાળા મ્હોટા ગામથી માંડીને લાખ બે લાખની ગીચ વસ્તીવાળા શહેરમાં એ ધંધો થઇ શકે છે અને જેમ એ ન્હાના પાયા પર દશ બાર રૂપિઆની માસિક આવક આપે છે, તેમ મ્હોટા પાયા પર ૧૦૦ કે ૨૦૦ રૂપિયાની આમદની પણ કરી આપે છે. ખોટના સંભવો એમાં ભાગ્યેજ છે

■ ■ ■

સુકા મેવાના વેપાર માટે નીચેના સાધનો જરૂરી છેઃ

૧, ત્રણ તરફ કાચ અને એક તરફ લાકડું હોય એવા યા એક તરફ કાચ અને ત્રણ તરફ લાકડું હોય એવા મેવો રાખવા માટેના બાકસ કિંવા ડબ્બા
૨, મેવાનો દેખાવ કરવા માટે કાચની મ્હોટી બરણીઓ
૩, વજન કરવાનો કાંટો
૪, મેવો ભરવા માટે ઉમદા કાગળની થેલીઓ[૧]
૫, મેવાનો જથ્થો ભરી રાખવા માટે પતરાના સારા ડબ્બા યા પીપ.
૬, દુકાન માટે થોડુંક જરૂરી ફર્નિચર

વગયરહ

આ કુલ સાધનો વસાવાય તથા શરૂઆત માટે પા, અર્ધો અને એક મણ જેટલો જુદો જુદો સુકો મેવો ખરીદી લેવાય એ ગણત્રીએ રૂ ૫૦૦ની પુંજી પુરતી થઇ પડે છે. વેપાર મ્હોટા પાયા પર કરવો હોય તો, બેશક, પુંજી વધુ જોઇએ.

૩

સુકા મેવાનો વેપાર એટલે જથ્થાબંધ માલ ખરીદી, છુટક વેચવાનો ધંધો. એમા એ સિવા બીજુ કશું કરવાનું નથી કે જુદા જુદા ઠેકાણેથી જથ્થાબંધ મેવો મગાવી, સહજ સાફ કરી સંઘરી રાખી, વેચતા જાવ. ન એમાં તાજા ફળ સુકવવાની કડાકુટ છે, ન બીજી કંઇ પંચાત. હા, વેપારી કુનેહ તો જોઇએજ તે વિના કશું ન થાય. કારણ કે—

(૧) એવી થેલીઓ સફેદ કાફ્ટ પેપરની તૈયાર મળે છે. તે તૈયાર લઇ, તેની ઉપર પોતાની સુંદર જાહેરાત છપાવી લેવી જોઇએ

૧ કયો સુકો મેવો કયા ઠેકાણે ઉમદા થાય છે તે નક્કી કરી, ત્યાંથી ખરીદવો જોઈએ

૨ કયો સુકો મેવો કઈ મોસમમાં તાજો, સારો અને સસ્તો મળે છે, તેની તપાસ કરી તે મોસમમાં પુરતી ખરીદી કરી લેવી જોઈએ

૩ કયો સુકો મેવો કેટલા સમય લગી તદ્દન સારો રહી શકે છે તેનો કાળજીપુર્વક અભ્યાસ કરી તેટલી મુદતથી ચોથી મુદતમાં પોતાને ત્યાં તેની જેટલી ખપત થઈ શકતી હોય તેટલોજ—વધારે નહિ જ—તે ખરીદવો જોઈએ

૪ જે સુકો મેવો એક વર્ષ કરતાં વધુ લાંબા સમય લગી પણ સારો રહી શકે છે તેય પોતાની વાર્ષિક ખપત જેટલોજ વર્ષે વર્ષે ખરીદવો જોઈએ

વગેરે

અને સુકો મેવો મળે છે ક્યાં? ઉત્તર હિન્દ, બલુચિસ્તાન, અફગાનિસ્તાન એ સુકા મેવાની મંડીઓ છે ત્યાં એનો મ્હોટો જથ્થાબંધ વેપાર છે ત્યાંથી પરબારો માલ મંગાવવો જોઈએ યા મુંબઈ અને કલકત્તા જેવા મ્હોટા શહેરમાં એના મ્હોટા જથ્થાબંધ વેપારીઓ પાસેથી તે ખરીદવો જોઈએ

એ ઉપરાંત કેટલીક જાતનો સુકો મેવો એવો છે, જે બીજા પરદેશોમાંજ થાય છે સાહસિક વેપારી માટે એમાં જે ઉમદા તક છે તેનો લાભ તે નજ ચુકે પરદેશોથી પણ ન્હાના મ્હોટા જથ્થામાં સુકો મેવો મંગાવી વેચે

૪

સુકા મેવાનો વેપાર ત્રણ રીતે થાય છે—

૧ સ્થાનિક છુટક વેપાર

૨, ટપાલ દ્વારાનો વેપાર

૩ એજન્ટ-દલાલો દ્વારાનો વેપાર

(૧) પ્હેલી રીત સર્વસામાન્ય છે પણ માત્ર દુકાન ખોલીને બેસી જવાથી આ વેપારમાં તાત્કાલિક અને પુરેપુરી સફળતા મળી શકે એમ નથી એને માટે જાહેરાત અનિવાર્ય છે જો સ્થાનિક પત્રોમાં ન્હાની જાહેર ખબરો છપાવીને પણ કરી શકાય છે અને ઉમદા કાગળ પર હસ્તપત્રો છપાવી મધ્યમ વર્ગ અને અમીર વર્ગના ઘરે ઘરે વ્હેંચાવીને પણ ખરેખર, આ છેલ્લી રીત વધુ સસ્તી પણ છે અને આ ખાસ વેપાર માટે વધુ અસરકર્તા પણ

(૨) વેપારની બીજી પદ્ધતિ ટપાલ દ્વારાના વેપારની છે એ, સામાન્ય કરતા અસામાન્ય એવા મેવા માટે વધુ બંધબેસ્તી છે જો કે કેટલાક ઠેકાણે અને કેટલાક સંજોગોમાં એ બધા મેવા માટે અનુકુળ થઈ પડે એમ છે

એ રીતે વેપાર કરવા માટે એક તો એક ન્હાનકડું પ્રોસ્પેક્ટસ છપાવવું જરૂરી છે અને બીજુ વર્તમાનપત્રોમાં જાહેરાતો છપાવવી એથી દેશના ખુણે ખુણે વસતા ગ્રાહકો લગી પોતાનો માલ પહોંચાડી શકાય છે અને એમ પોતાનું ગ્રાહક-વર્તુળ વિસ્તારી શકાય છે

બહારગામથી આવતા ઓર્ડર પ્રમાણે માલ લાકડાના બાકસમાં પેક કરી વી પી થી મોકલવાની પ્રથા વિષે તો વધુ કહેવાનું હોયજ નહિ રસ્તામાં ક્ષીણ થતા સુકો મેવો બગડતો નથી એટલે વાદ રખાય તો પછી એ પદ્ધતિની ઉપયોગીતા બરાબર સમજી શકાશે

એ વાત ખરી છે કે જાહેરાત-ખર્ચ ગી ગુનતાએ એ જાહેરાતો દ્વારા મળતા પ્રાથમિક ઓર્ડરો કઈ સેંકડો યા હજારોના નથીજ હોતા પણ સુકો મેવો દૈનિક ખપતની ચીજ છે અને એક વારનો સંતોષ પામેલો ગ્રાહક પછી કાયમી ગ્રાહક બની જાય છે, એટલું લક્ષે લેવાય તો એ મ્હોંઘો જાહેરાત ખર્ચ પણ સ્હોંઘોજ લેખાશે

(અનુસંધાન પાનું ૧૫૨)

 ..............આ ઈ સ ક્રી મ.............. 

# [ICE CREAM]

*

['ફમર'ના જુન ૧૯૩૮ ના અંકથી આગળ]

આગળના લેખમા વાચકો સ્ટ્રોબેરી, રાસ્પબેરી, કિશમિશ, ઝરદાલુ નારંગી, મોસંબી, વેનીલા અને ચોકોલેટના આઇસક્રીમના ૧૪ પ્રયોગો જોઇ ગયા છે આજે થોડાક વધુ તેમની એનામા રજુ થશે

**લિંબુ**—રસદાર મ્હોટા લિંબુ નગ ૪, પાણી ૧ ક્વાર્ટ, નારંગી ૧ ખાંડ ૧૩ ઔંસ

પ્હેલા લિંબુઓ અને નારંગીને છોલી લઇ, તેની છાલ જુદી રાખો પછી પાણીમા ખાંડ નાખી, જોશ કરો અને મેલ કાઢ્યા પછી તેમા લિંબુ અને નારંગીની છાલ નાખી, પાંચ મિનિટ લગી જોશ આપીને ઉતારી લો અને મેળવણી ઠંડી પડ્યા પછી તેમા લિંબુ અને નારંગીનો રસ ઉમેરી, કપડામાથી ગાળી લો અને નિયમસર આઇસક્રીમ બનાવો

**નારંગી**—(૨) રસદાર મ્હોટી નારંગીઓ નગ ૧૨, ખાંડ ૧ રતલ, પાણી ૧ ક્વાર્ટ

આઇસક્રીમ બનાવવાની પદ્ધતિ ઉપના લિંબુના આઇસક્રીમ પેઠેજ

(૩) નારંગી નગ ૮, ખાંડ ૮ ઔંસ દૂધ ૧½ પાઇન્ટ ઇંડાની ઝરદીઓ નગ ૧૦, કફ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

બનાવવાની રીત મોસંબીના આઇસક્રીમ મુજબ।

**અનનસ**—પાકું અનનસ નગ ૧ (અથવા જે તે ન મળે તો અનનસનો મ્હોટો ડબ્બો નગ ૧) ખાંડ ૧½ રતલ પાણી ૧ ક્વાર્ટ, લિંબુનો રસ નંગ ૨ નો

અનનસને છોલી, સાફ કરીને ઘણીજ ઝીણા કટકાઓ કરો કટકાઓ જેમ વધુ ઝીણા હોય તેમ વધુ સારૂં પછી તેમા લિંબુનો રસ મેળવી રહેવા દો અને બીજા વાસણમા પાણી અને ખાંડ નાખી, ચુલે ચઢાવો અને તે ઉકળે ત્યારે તેમાનો મેલ કાઢી લીધા બાદ નીચે ઉતારી લો અને ચાસણી ઠંડી થાય ત્યારે તેમા અનનસવાળી મેળવણી નાખી, કેટલીક વાર લગી હલાવ્યા પછી ગાળી લો અને ત્યાર પછી નિયમસર આઇસક્રીમ જમાવો

**ઝરદાલુ**—(૨) સાચવી રાખેલા ઝરદાલુ ૧ પાઇન્ટ, લિંબુ નંગ ૧, ખાંડ ૪ ઔંસ, પાણી ૧ પાઇન્ટ.

ખાંડની ચાસણી બનાવો અને પછી ઝરદાલુને કપડામાથી ગાળીને તેમા મેળવી, છેવટે લિંબુનો રસ ઉમેર્યા પછી આઇસક્રીમ બનાવો

(૩) પાકા ઝરદાલુ ૨૦ નગ, ખાંડ ૯ ઔંસ, પાણી ½ પાઇન્ટ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની ઝરદીઓ નગ ૧૦, કફ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

ઝરદાલુને કાપી, ઠળીયા કાઢી લો અને પછી પાણી અને ખાંડ સાથે મેળવી, અહિં લગી પકાવો કે 'જામ' જેવી મેળવણી તેયાર થાય એ દરમિયાન ઠળીયાને તોડી, તેનો ગર કાઢીને છોલી કાઢો અને તેનેય એ 'જામ'મા મેળવી ઉનાળો બીજા હાથ પર ઇંડાની ઝરદીઓને ફીણી, તેમા દુધ મેળવો અને પછી એને ઠંડા પડેલા જામમા ઉમેરી, આઇસક્રીમ જમાવો આઇસક્રીમ અધ-કઠણ થાય કે તેમાં કફ ચઢાવેલ ક્રીમ ઉમેરી, આઇસક્રીમને પુરેપુરૂં કઠણ બનાવી લો

**આદુ**—(૧)-આથેલું આદુ ૬ ઔંસ, લિંબુનું આઇસક્રીમ (ઉપના પ્રયોગ પ્રમાણેનું) ૧ ક્વાર્ટ

ત્રીજા વાસણમાં ઠંડા કરી, ક્રીમનું એસેન્સ મેળવી, એ મેળવણી ઠંડી પાડેલી દૂધની મેળવણીમાં રેડી ક્રીમ ઉમેરો અને ખૂબ મિશ્ર કરી આઈસક્રીમ જમાવી લો

**વેનીલા**-(૩) દૂધ ૧ કવાર્ટ, ખાંડ ૧૫ તોલા ઇંડાની ઝરદીઓ નગ ૪, ઇંડા નગ ૪, ક્રીમ ૧ ન્હાના પ્યાલા જેટલું, વેનીલાનું એસેન્સ ૧ ન્હાની ચમચી

દૂધને ઉકાળી તેમાં ખાંડ અને ફીણેલા ઇંડા અને ઝરદીઓ ઉમેરી ખુબ હલાવો પછી તેને ગાળી લઇ, મિશ્રણ ઠંડુ પડે ત્યારે તેમાં ક્રીમ અને એસેન્સ ઉમેરી, આઇસક્રીમ જમાવો

(૪) દૂધ ૧ કવાર્ટ, ખાંડ ૬ ઔંસ, ઇંડા નગ ૪, ઇંડાની ઝરદીઓ નગ ૪ વેનીલાનું એસેન્સ ૧ ન્હાની ચમચી કઢ ચઢાવેલું ક્રીમ ૧ પાઇન્ટ

આ આઇસક્રીમ બનાવવાની રીત ઉપના આઇસક્રીમ મુજબ જ—ફક્ત એટલા અપવાદ સિવાય કે એમાં ક્રીમ શરૂઆતના મેળવણીમાં મેળવવાનું નથી પરંતુ આઇસક્રીમ તૈયાર થઇ સહજ સહજ થાય કે તેમાં એ ક્રીમ ઉમેરી થોડી વાર લગી આઇસક્રીમ-પાત્રને વધુ ફેરવવું જોઇએ જેથી પુરતુ ક્રીમ આઇસક્રીમ તૈયાર થઇ જાય

આ આઇસક્રીમની ખૂબી એ છે કે ખુબ આઇસક્રીમ નીચલા ભાગમાં રહે છે અને કઢ ચઢાવેલું ક્રીમ ઉપના ભાગમાં

---

(૩) વેનીલાનું એસેન્સ બનાવવાના પ્રયોગ માટે જુઓ કમરનો ૮૭મા અંક

(૪) આ આઇસક્રીમ પર નીચેનો ચોકોલેટ સોસ નાખવાથી લહેજત ખૂબ વધે છે —

ચોકોલેટ ૧ ઔંસ, ખાંડ ૧ પ્યાલા જેટલી, મકાઈના રસ્ટો ½ પ્યાલા જેટલો

વૉટર બાથ પર ચોકોલેટ ઓગળાવી તેમાં ખાંડ મેળવો અને છેવટે રસ્ટો ઉમેરી ખુબ મેળવ્યા પછી ૧૦ મિનિટ લગી પકાવો અને વેનીલા આઇસક્રીમ પર આ સોસ ગરમ ગરમ રેડી પીરસો

**ચોકોલેટ**-(૩) ક્રીમ ૧½ પાઇન્ટ ખાંડ ૭ ઔંસ વેનીલાનું એસેન્સ ૧ ન્હાની ચમચી ચોકોલેટ (મીઠાસ વિનાનું) ½ રતલ, ઇંડાની ઝરદીઓ નગ ૫

ક્રીમમાં ખાંડ અને ચોકોલેટ મેળવી, એક જોશ આપો બીજા હાથ પર ઇંડાની ઝરદી ઓને ફીણી નાખો, તેમાં ઉપની ક્રીમની મેળવણી રેડો અને ખૂબ હલાવો ચુલે ચઢાવો અને મેળવણી ઘાડી થાય ત્યાં લગી પકાવો પછી એને ઝાળની ચારણીમાંથી ગાળી લઇ, ઠંડી પાડો તે ઠંડી પડે ત્યારે તેમાં એસેન્સ મેળવી, આઇસક્રીમ જમાવો

**રાસ્પબેરી**-(૩) રાસ્પબેરી ૧ રતલ, ચાસણી ૧ પાઇન્ટ લિંબુનો રસ ૧ નગનો

પાકી રાસ્પબેરીઓ લઇ મસળીને ગર કાઢી લો અને તેમાં લિંબુનો રસ અને ચાસણી મેળવી આઇસક્રીમ જમાવો

**સફરજન**-સફરજનનો ગર ૧ પાઇન્ટ, લિંબુનો રસ ૨ ન્હાના ચમચા, ચાસણી ૧ પાઇન્ટ

પ્રથમ સફરજનને મસળીને ગર કાઢી લો પછી તેમાં લિંબુનો રસ ઉમેરી છેવટે ગરમ ચાસણી મેળવો અને મેળવણી ઠંડી થતા પછી આઇસક્રીમ જમાવી લો

**બદામ** (૧) ક્રીમ ૧ કવાર્ટ, મીઠી બદામ ૭ ઔંસ ખાંડ ૧૦ ઔંસ કડવી બદામ પાંચ સાત, નારંગીની છાલ થોડીક ઇંડાની ઝરદીઓ નગ ૮

સૌથી પહેલા બદામને સાફ કરી ન્હાની કટકીઓ કરી લો પછી ઇંડાની ઝરદીઓને ફીણી, તેમાં ખાંડ મેળવી વધુ ફીણો હવે ત્રીજા વાસણમાં ક્રીમ લઇ એક વેળા ઉકાળી, ઇંડા-ખાંડની મેળવણીમાં રેડો અને મિશ્ર કરી લો પછી તેને ચુલે ચઢાવો, મેળવણી ઘાડી થાય-પણ ઉકળે નહિ જ—ત્યાં લગી પકાવો, પછી તેમાં બદામની કટકીઓ ઉમેરી, થોડીક

પણો સગી તેને વધુ પકાવી. પછી ચુલા પરથી ઉતારી લઇ, ઠંડું લગી હલાવતા રહો કે મેંગેનીઝ ઠંડી પડી જાય પછી તેમા નારંગીની છાલ ઉમેરી, થોડી વાર લગી રહેવા દઇ, ઉપરે આઇસક્રીમ બનાવી લો

(૩) મીઠી બદામ ૫ ઔંસ, કડવી બદામ ૧ ઔંસ, ક્રીમ ૧½ પાઇન્ટ, ખાંડ ૫ ઔંસ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કઢેલ ચઢાવેલ ક્રીમ ½ પાઇન્ટ

પહેલા બદામોને સાફ કરી, બારીક ભુકી બનાવો અને ગરમ કરેલા ક્રીમમા મેળવી, ૩૦ મિનિટ લગી રહેવા દો પછી પાણીમા બોળેલા જાડા કપડામાથી ક્રીમને ગાળી લઇ, તેમા ખાંડ અને ફીટેલા ઇંડા મેળવી ખૂબ હલાવો મેળવણી ઘાડી થતા ચુલા પરથી ઉતારી લઇ ઠંડી પડે ત્યારે તેમા એસેન્સ ઉમેરી આઇસક્રીમ જમાવો ને લગભગ કઠણ થવા આવે ત્યારે તેમા કઢેલ ચઢાવેલ ક્રીમ ઉમેરી, પુરેપુરો કઠણ બનાવી લો

સ્ટ્રોબેરી-(૪) સ્ટ્રોબેરી ૧ રતલ, ખાંડ ½ રતલ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કઢેલ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

બનાવવાની રીત બદામના આઇસક્રીમ નંબર ૩ પ્રમાણે

મોસંબી-મોસંબી નંગ ૬, ખાંડ ૮ ઔંસ, દુધ ૧½ પાઇન્ટ, ઇંડાની જરદીઓ નંગ ૧૦, કઢેલ ચઢાવેલ ક્રીમ ૧ પાઇન્ટ

પહેલા જેમ બને તેમ હળવે હાથે મોસંબીની છાલ કાઢી લો અને પછી દુધને ઉકાળી, તેમા મોસંબીની છાલ ઉમેરી, વાસણ બંધ કરી, દુધ ઠંડુ પડવા દો દુધ એકદમ ઠંડુ પડે ત્યાર પછી ઇંડાની જરદીઓ ફીણી, તેમા ૫ તોલા ખાંડ મેળવી, પછી ઉપલુ દુધ મિશ્ર કરો અને ચુલે ચઢાવી, મેળવણી ઘટ્ટ થાય ત્યા લગી પકાવતા રહો એ દરમિયાન મોસંબીનો રસ કાઢી, તેમા બાકીની ખાંડ તથા ½ પાઇન્ટ પાણી મેળવીને ચાસણી બનાવો અને પછી તેને પહેલા તૈયાર કરેલી મેળવણીમા ઉમેરી, થાળી ચાળણીમાથી ગાળી લઇ, આઇસક્રીમ જમાવો જ્યારે આઇસક્રીમ અર્ધ-કઠણ થાય ત્યારે તેમા કઢેલ ચઢાવેલ ક્રીમ ઉમેરી, તેને પૂરેપુરું કઠણ બનાવી લો

■ ■ ■

ઉપર લખેલા પ્રયોગો બરફ દ્વારા તૈયાર કરવામા આવતા આઇસક્રીમના છે, છતા કેટલેક ઠેકાણે બરફ પુષ્કળ મળી શકતું ન હોવાથી, આઇસક્રીમની સગવડથી મહરૂમ રહેવુ પડે છે એમ ન થાય તે માટે નીચેનો બરફ વિનાનો પ્રયોગ ઘણો ઉપયોગી થઇ પડશે

આ પ્રયોગમા બે મિશ્રણો છે (૧) બરફ-મિશ્રણ અને (૨) આઇસક્રીમનું મિશ્રણ

બરફ મિશ્રણ—નવસાદર ૫ ઔંસ, કલમી શોરો ૫ ઔંસ, ગ્લોબર્સ સૉલ્ટ ૮ ઔંસ

પ્રથમ નવસાદર અને કલમી શોરાને બારીક વાટીને એક પડીકું બનાવી રાખો પછી ગ્લોબર્સ સૉલ્ટનું બીજું પડીકું બનાવી રાખો અને હા, બેઉ પડીકા એક બીજાથી દુર રાખવાની ખાસ કાળજી રાખવી જરૂરી છે

આઇસક્રીમનું મિશ્રણ—ખાંડ ૩ ઔંસ, કોર્નફ્લોર-આરારૂટની મેળવણી[૫] ૨ ઔંસ, દુધ ૧ પાઇન્ટ

પહેલા દુધમા ખાંડ નાખી ઉકાળો પછી

(૫) કોર્નફ્લોર ૭ તોલા, આરારૂટ ૮ તોલા, બદામનુ તેલ ૨૦ ટીપા, જાયફળનુ તેલ ૧૦ ટીપા, ટીંક્ચર સેફ્રન રંગ માટે સહેજ

પહેલા કોર્નફ્લોર અને આરારૂટને મેળવીને ચાળી લો પછી ખપ પુરતું ટીંક્ચર સેફ્રન લઇ, તેમા થોડુક કોર્નફ્લોર આરારૂટ મેળવી લાહી બનાવો અને તેમા બેઉ સુગંધી તેલો ઉમેરી, મિશ્ર કરી તેને બધા કોર્નફ્લોર-આરારૂટમા મેળવી, ખુબ મિશ્ર કરીને, ચાળી લો પછી એને ફરી વાર મેળવી ફરી વાર ચાળો એમ પાંચ છ વેળા ફરી ફરી ચાળતા, મેળવણી વાપરવા પાત્ર થશે.

૧૭–હળદર ૫ તોલા, ધાણા ૩ તોલા, સુંઠ ૧ તોલો, એલચી ૧ તોલો, લાલ મરચાં ૧ તોલો, કાળા મરી ૧ તોલો, જાવંત્રી ½ તોલો, શેકેલી રાઈ ૨ તોલા

૧૮–હળદર ૬ તોલા, સુંઠ ૧ તોલો, ધાણા ૧ તોલો, તજ ½ તોલો, લાલ મરચાં ½ તોલો, કાળા મરી ૪ તોલા, મેથી ૧ તોલો, જીરૂં ૧ તોલો

૧૯–હળદર ૮ તોલા, સુંઠ ૨ તોલા, ધાણા ૨ તોલા, એલચી ૧ તોલો, લાલ મરચાં ૧ તોલો, કાળા મરી ૨ તોલા, જીરૂ ૨ તોલા

૨૦–જીરૂ ૩ તોલા, કાળા મરી ૨ તોલા, લાલ મરચાં ૧ તોલો, ધાણા ૧૩ તોલા, હળદર ૬ તોલા

૨૧–હળદર ૨ તોલા, ધાણા ૧ તોલો, સુંઠ ૨ તોલા, એલચી ½ તોલો, લાલ મરચાં ½ તોલો, જીરૂ ½ તોલો, સફેદ મરી ૧ તોલો, નિંબુની છાલની ભુકી ૧ તોલો

૨૨–લવિંગ ½ તોલો, જાવંત્રી ½ તોલો, કાળા મરી ૧ તોલો, લાલ મરચાં ½ તોલો, તજ ½ તોલો, ધાણા ૨ તોલા, હળદર ૮ તોલા

૨૩–હળદર ૩ તોલા, ધાણા ૪ તોલા, સુંઠ ૨ તોલા, એલચી ૨ તોલા, લાલ મરચાં ૨ તોલા, કાળા મરી ૧ તોલો, શેકેલી રાઈ ૩ તોલા

૨૪–મેથી ૨ તોલા, કાળા મરી ૧½ તોલો, લાલ મરચાં ૧½ તોલો, ધાણા ૧૬ તોલા, હળદર ૮ તોલા

૨૫–ધાણા ૬ તોલા, હળદર ૬ તોલા, કોપરા ૪ તોલા, લાલ મરચાં ½ તોલો, કાળા મરી ૧ તોલો

૨૬–લવિંગ ½ તોલો, વરિયાળી ૧ તોલો, મેથી ૧ તોલો, કાળા મરી ૨½ તોલા, લાલ મરચાં ½ તોલો, તજ ૧½ તોલો, સુંઠ ૧ તોલો, ધાણા ૬½ તોલા, હળદર ૩ તોલા

૨૭–હળદર ૪ તોલા, ધાણા ૨ તોલા, લાલ મરચાં ¼ તોલો, મેથી ૧ તોલો, જીરૂં ૧ તોલો.

૨૮–સફેદ મરી ૧ તોલો, જાયફળ ૧ તોલો, લવિંગ ૧/૨ તોલો, જીરૂં ૧ તોલો, મેથી ૧ તોલો, લાલ મરચાં ૧ તોલો, સુંઠ ૨ તોલા, ધાણા ૨ તોલા, હળદર ૮ તોલા

૨૯–હળદર ૩ તોલા, ધાણા ૧૨ તોલા, એલચી ૧/૮ તોલો, લાલ મરચાં ૩/૪ તોલો, કાળા મરી ૨ તોલા, મેથી ૧ તોલો, જીરૂં ૪ તોલા, વરિયાળી ૧/૪ તોલો, લવિંગ ૧/૪ તોલો.

૩૦–જીરૂં ૨ તોલા, મેથી ૧ તોલો, કાળા મરી ૩ તોલા, લાલ મરચાં ½ તોલો, ધાણા ૬ તોલા હળદર ૨ તોલા

૩૧–ધાણા ૨ તોલા, હળદર ૪ તોલા, સુંઠ ૧ તોલો, એલચી ½ તોલો, લાલ મરચાં ૧ તોલો, કાળા મરી ૧ તોલો, જાવંત્રી ½ તોલો જીરૂં ૧ તોલો

## મરી મસાલા

મરી મસાલાનો પુરી વિગતો, પ્રયોગો અને સમજુતી માટે કમરનો ૯૬મો અંક અવશ્ય વાંચો. કીમત ફક્ત ચાર આના

કમર ઓફીસ–સુરત.

૩૨–હળદર ૨૪ તોલા, સુંઠ ૨ તોલા, એલચી ૧ તોલો, કોપરા ૨ તોલા, લાલ મરચાં ૧ તોલો, કાળા મરી ૨ તોલા, મેથી ૪ તોલા, જીરૂ ૩ તોલા, લવિંગ ૧ તોલો.

૩૩–શેકેલી રાઈ ૧ તોલો, લવિંગ ½ તોલો, વરિયાળી ૧ તોલો, જીરૂં ૩ તોલા, જાવંત્રી ૧ તોલો, કાળા મરી ૬ તોલા, લાલ મરચાં ૧½ તોલો, એલચી ૧/૨ તોલો, તજ ૩ તોલા, સુંઠ ૨ તોલા, હળદર ૪ તોલા, ધાણા ૧૨ તોલા

(૧) આ પ્રયોગ કમરના ૯૬મા અંકમા છપાયો છે, પણ તેમા શુદ્ધિપત્રકમાં જીરાનું વજન ખોટું છપાયું છે તે ૩½ તોલા નહિ, ૩½ રતલ જોઈએ

૬ વિજળીક-વાસતેલની પદ્ધતિ
યા
૭, એ ૭ પદ્ધતિઓમાંની એક યા વધુ સંયુક્ત પધ્ધતિઓ

દેખીતું છે કે, સાતે સાત પધ્ધતિઓને વિસ્તૃત રૂપે સમજાવવા માટે એક મ્હોટી કિતાબ જોઈએ અહિં તો કેવળ ખેતીવાડીને એ પધ્ધતિઓ કેવી રીતે લાભ કરે છે, તે ઘણીજ ટુંકાણમાં દેખાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે

[ ૩ ]

ખેતીવાડીને લાગે વળગે છે ત્યાં લગી, ઇલેક્ટ્રોકલ્ચરની સાતે સાત પધ્ધતિઓ એક વખતે અગે ઉપયોગી છે, અને તેથી મુનાસિબ એ છે કે પોતપોતાની જુરૂરતો, સજોગો અને સરળતાઓ જોઈને જે તે એક યા વધુ પધ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે

મેગ્નેટિક જાળીની પદ્ધતિ

વાતાવરણ અને હવામાં કુદરતે વિજળીક શક્તિઓની જે ઉદાર રેલછેલ રાખી છે, તેનો લાભ લેવા માટે આ પધ્ધતિ ઘણી ઉપયોગી થઇ પડે છે એમાં ખર્ચ પણ ઓછો છે અને પધ્ધતિ છે પણ સાવ સરળ બજારમાં તૈયાર વેચાતી લોખંડ યા જસત-પતરાની 1/2 કે 1 ઇંચ કાણાંવાળી જાળી મેળવી લો એટલે બસ

આ જાળી લગાડવાની રીતો બે છે ઝાડ કે ઝાડ નવાં વાવવાનાં હોય તો બીયાં કે કલમ રોપતી વેળા, ઝાડના મુળ જેટલે ઊંડા ઉતરવાની ધારણા હોય તેટલી ઊંડી ઝમીન ખોદી, તેમાં નીચે ઉપની જાળી પાથરી દેવી એટલું જ નહિ પણ જાળીના બેઉ છેડા એટલા મ્હોટા રાખવા કે ખાડો પુરતાં પછીય ઝમીનની સપાટીથી ચાર છ ઇંચ ઉંચી વાડ બની રહે પછી ઝમીનની અંદર પાથરેલી જાળી પર માટી અને ખાતર નાખી, સામાન્ય રીતે બીયાં કે કલમ રોપી દેવી એમ કરતાં,

# નફાવંત હુનરો

હુનરો કેટલા બધા નફાવંત હોય છે? તમેય આજેજ પોતાને અનુકુળ એવો એકાદ હુનર કરવા મંડી પડો તે તમને સારી કમાણી કરી આપશે

અને એ હુનરની ચુસ્ત માહિતી માટે તો કુમારની સેવાઓ તૈયાર જ છે ને? આજેજ તો નીચલી ટુંક યાદીમાંથી તમારા મન પસંદ હુનરના અંકો મંગાવી લો અથવા ૩૦૦ હુનરોની પુરી યાદી માટે ૨૮ પાનાનું ઉપયોગી સુચિપત્ર મુફત મંગાવો

રબ્બુ સ્ટેમ્પ-રબર સ્ટેમ્પનો એક તદ્દન નવો અને સરળ પ્રકાર 'કુમાર'નો અંક ૮૩મો કી ૪ આના

ગંધકનો તેજાબ-બનાવટ વિ૦ અંક ૬૮મો કી ૪ આના

ગાલીચા-એનો ઉદ્યોગ અંક ૪૨મો કી ૩ આના

ટાઇપ રાઇટર-ત્રણ પ્રમાણભુત પ્રયોગો અંક ૬૫મો કી ૩ આના

ગ્લિસરીન-બનાવટ વિ૦ અંક ૫૪ મો કી ૩ આના

ગુલાબ-ઇતિહાસ અને રોપણી સબંધી અંક ૪૭, ૫૭ ૫૮ અને ૫૯મો કી ૧૩ આના

ગુલાબજલ અને કેવડાજલ-ખરા અને નકલી માલના પ્રયોગો અંક ૭૮મો કી ૪ આના

ગોળ-શેરડીના રસમાંથી ગોળ બનાવવાની સંપૂર્ણ અને સચિત્ર માહિતી અંક ૧૧૦મો કી ૪ આના

ઘટ્ટ દુધ-*Condensed Milk*ની બનાવટનો ખાસ લેખ અંક ૮૭મો કી ૪ આના

ઘરગથ્થુ સાબુ-ઘરગથ્થુ સાબુ બનાવવાની તદ્દન નવી સરળ અને સસ્તી પદ્ધતિ સચિત્ર લેખ અંક ૧૦૮મો કી ૪ આના

[જુઓ પાનું ૧૪૨]

ઝડપથી નિકળે છે, તથા ૨૪ પુષ્ટ થાય છે અને ફળ ૫ ટકા વધુ પ્રમાણમા આપે છે, એટલુંજ નહિ પણ જે બીયા યા કલમોને વિજળીક-પાણીમાં ટ્રીટમેન્ટ લીધી હોય તો તે જલદી ઉગી નીકળતી હોય, તેના આઠ પાનને પણ ઉપરા લાભ થાય છે.

વિજળીક પાણી બનાવવા માટે જરૂરી સાધન મેગ્નેટો છે એકાદ નવો યા જુનો મેગ્નેટો હોય તો બસ એક વેળાના એ થોડા ખર્ચથી હમેશનુ કામ થાય છે અને એમા પાછળથી એકે પાઇ ખર્ચની પડતી નથી

દરેક મેગ્નેટોમા બે તાર અને એક ચક્ર યા હાથો હોય છે એ તારોમાનો એક તેના મ્હો ઢિા આગળ હોય છે, જ્યારે બીજો બીજે છેડે મદદ ઉચે મ્હોઢિા આગળનુ ઢાકણ ફેરવી શકાય એવું હોય, વિજળીક-તણખા ન્હાના મ્હોટા કરવા હોય તો એ ઢાકણ ફેરવવાથી તેમ થઇ શકે છે

વિજળીક-પાણી બનાવવા માટે માટીનુ યા એનેમલનુ વાસણ હોવું જોઇએ, ધાતુનું વાસણ કામ આવી શકતું નથી જો આખા તનાન કે કુવાના પાણીને વિજળીક-તણખા આપવા હોય તો તેમ પણ થઇ શકે છે અને મ્હોટા ખેતરો માટે એ રીત વધુ અગત્યની થઇ પડે એમ છે કારણ કે રોજ પાચ દશ મિનિટ લગી મેગ્નેટોનો હાથો ફેરવવાથી આખા કુવા યા તળાવનુ પાણી વિજળીક અસરવાળુ થાય કે જો તે પાણી ખાસ દ્વારા ખેતીવાડીમા સીંચવા, સારો લાભ આપે છે

વિજળીક-પાણી બનાવવાની રીત એ છે કે માટીના ઘડા યા માટલા કે એનેમલના વાસણમા પાણી ભરી, મેગ્નેટોનો ઉપલી તરફનો તાર પાણીમા સહજ ડુબતો રહે તેમ મુકી બીજો (ઢાકણાનો) તાર એ વાસણની બહારની તરફથી વાસણને અડકતો રાખી, મેગ્નેટોનો હાથો ફેરવવા માંડવો. એથી

[પાના ૧૪૨થી આગળ]

**ચોકોલેટ**-ચોકોલેટ અને કોકો બનાવવાની માહિતી. અંક ૫૭, ૫૯ ૬૮ અને ૯૯મો કી. ૧૫ આના

**ચિત્ર બ્લોકો**-લાઇન અને હાફટોન બ્લોકો બનાવવા સબધી અંક ૫૬ અને ૫૮મો કી ૭ આના

**છત્રીઓ**-છત્રીઓ અને તેના હાથાઓની બનાવટનો ઉદ્યોગ પુરી વિગતો. અંક ૫૧ અને ૯૬મો કી ૭ આના

**છબી-કાર્ડ**-હુન્નરુ ખરી છબી જેવાજ હજારો છબી-કાર્ડ બનાવવાનો પ્રયોગ અંક ૯૩મો કી. ૪ આના

**છાપકામની શાહી**-*Printing Ink* બનાવવા વિષે. અંક ૪૬મો કી ૩ આના

**જર્મન સિલ્વર**-ચાદી સરખી રૂપાળી ધાતુ બનાવવી અંક ૧૧૦મો. કી ૪ આના

**જસત પતરૂ**—*Corrugated Sheets*ની બનાવટ અંક ૮૮મો કી ૪ આના

**જંતુનાશક દવાઓ**-*Insecticides*ના પ્રયોગો અંક ૮૧મો કી ૪ આના

**જુની શીશીઓ**-નફાકારક વેપાર. અંક ૧૦૭મો. કી ૪ આના

**જેલી**-અંગુર, કેળા, જામફળ, રાસ્પબેરી, સફરજન, સ્ટ્રોબેરી, વગેરે ખરી અને નકલી જેલી બનાવવી અંક ૯૯મો કી ૪ આના

**ક્ષયરોગ**-એવિર' ફળ અને તેનની માહિતી. અંક ૮૨મો કી. ૪ આના

અને, યાદ રહે કે આ તો એક ટુકીજ યાદી છે આવા ૩૦૦ જેટલા ખાસ હુનરોની માહિતી કુમરમાથી મળી શકે છે.

જોઇતા અંકોનો ઓર્ડર આજેજ મોકલી દેજો રખે, તમને જોઇતા અંકો ખતમ થઇ જાય અને તમને પસ્તાવવું પડે ઓર્ડર સાથે ટપાલ ટિકિટો યા મનીઓર્ડરથી પૈસા મોકલતા અંકોનું ટપાલ ખર્ચ હિન્દમા મફત છે. લખો-કુમર ઑફિસ, મોહનગરવાડા, સુરત.

એક તરફ તો પાણીમા વિજળીક અસર દાખિલ થવા માડશે અને બીજી તરફ વાસણની બહારના તારમાથી વિજળીક તણખા પયદા થતાં દેખાશે³ પાણીના પ્રમાણમા પાચ પદર વેગા હાથો ફેરવી નેતા, વિજલીક પાણી તૈયાર થઈ જશે

હવે એ પાણી ઝાડોને સીચવા માટે વાપરી સકાય છે, જો કે એ માટે તેને ધાતુના વાસણ કે ગાબદી વ મા કાઢવાને બદલે માટીના વાસણમાજ રાખવુ-રેડવું જોઈએ અખતરા ઓથી સાબિત થયુ છે કે વિજલીક-પાણીના ઉપયોગથી ખેતીવાડીને માત્ર વિજલીક-પોષણનોજ લાભ નથી મલતો, પાણીના પ્રમાણમાય ફાયદો થાય છે કારણ કે જે પાક માટે ૧૦૦૦ ગેલન સદુ પાણી જોઈએ છે તેજ પાક ૬૦૦ ગેલન વિજળીક પાણીથી નેટલાજ પ્રમાણમા અને તેવીજ રીતે ઉછેરી સકાય છે

બીયાને વિજળીક અસરવાળા કરવા માટે એક માટીનુ વાસણ લઈ, તેને લાકડાના જાડા કટકા પર નાખી, તેમા બીયા નાખી તેની સપાટીથી બે ઈંચ વધુ લગી આવી રહે તેટલુ સ્વચ્છ પાણી રેડવુ અને પછી પ્રયોગ કરનારે પોતે રબરના બુટ વા લાકડાની પાવડીઓ (જેમા ધાતુની કોઈ ચીઝ ન હોય) પહેરી આગળ કહ્યા પ્રમાણે મેગ્નેટોનો એક તાર પાણીમા અને એક તાર વાસણની બહાર રાખી પાચથી દશ મિનિટ લગી હાથો ફેરવવો અલબત્ત પ્રયોગ કરનારે કે બીજા કોઈએ એ પાણીમા આંગળી કે હાથ બોળવા નહિ, બનકે પાણીમા વિજળીક અસર આપ્યા પછી બીયાની કઠણતાના પ્રમાણમા એકથી ૭ કલાક લગી⁴ તેમને ભીજવા દેવા એ સમય વીત્યા પછી લાકડાના ટેબલ પર કેતાન વા ગુણપાટ પાથરી, યા પછી જમીન પર ચટાઈ વા ગુણપાટના બે ત્રણ પડ પાથરી, પ્રયોગ કરનારે પોતે રબરના બુટ યા લાકડાની પાવડીઓ પહેરી, બીયાને પેલા પાણીમાથી કાળજીપૂર્વક લાકડાના ચમચ યા હાથ વડે કાઢી, પાણી ફેકી દેવુ અને બીયાને ઉપર બતાવ્યા પ્રમાણે પાથરેલા કતાન કે ચટાઈ પર છુટા છુટા નાખી સુકાવી લેવા સહજ સુકાયા પછી તેમને ઇચ્છા પ્રમાણે જમીનમા કે કુંડામા વાવી સકાશે (એ બીયા બે દિવસમા વાવી દેવા જોઈએ વધુ સમય રાખવા ન જોઈએ)

## વિજળીક-તણખાની પધ્ધતિ

આ પદ્ધતિથી ઝાડ પાનના વિકાસમા વૃધ્ધિ થવા ઉપરાત ઝાડ પાનના મુળિયા વગેરેમા ઉછરતા જીવજતુઓ નાશ પામે છે

વિજળીક-તણખા આપવા માટે પણ ઉપર કહેલો મેગ્નેટો જરૂરી છે મેગ્નેટાનો એક તાર જે તે ઝાડના થડને અડકાડી બીજા તારને જમીનથી અડકાડી હાથો ફેરવતાં થડ પાસે મુકેલા તારમાથી વિજળીક-તણખો ઝરશે ન્હાના કુમળા ઝાડ માટે કેવળ એક તણખો બસ છે, જ્યારે જાડા કદાવર ઝાડ માટે પાચ સાત તણખા જોઈએ

(૩) પાણીમા વિજળીક અસર બરાબર થાય છે યા નહિ તેની ચાક બીજી પરિક્ષા એ છે કે જ્યારે પાણીમા મેગ્નેટોનો તાર મુકીને હાથો ફેરવવામા આવતો હોય તે વેળા એક આંગળી પાણીમા સહજ બોળતા વિજળીનો આચકો લાગશે તેમજ સનસનાટી અનુભવાશે, જો કે આ પધ્ધતિની આગળ કહેલી ખાસ સુચના અનુસાર એથી આગળીને ખાસ નુકસાન થશે નહિ છતા એ અવશ્ય જરૂરી છે કે, જે તે શખ્સે પોતાના પગમા યા તો રબરના બુટ યા લાકડાની પાવડીઓ પહેરી લેઈએ યા લાકડાના પાટિયા પર એવી રીતે બેસવુ જોઈએ કે, પગ લાકડા પરજ રહે

(૪) તલ રાઈ કે ફુલઝાડના બીયાને માટે એક કલાક જેટલો સમય પુરતો છે, જ્યારે ઘઉ જુવાર, બાજરી મેથી ગુવાર વાલ મગાઈ વગેરે માટે ૩ થી ૬ કલાકનો સમય જરૂરી છે

વિજળીક-તણખા દરેકે દરેક ઝાડને સરળતાપૂર્વક આપવા માટે એક રીત એ પણ છે કે એક પાતળો તાર લઇ, બાગને એક નાકેથી દરેક ઝાડની ઘડોને બન્ને આંટા વીંટાળી, છેવટે એ તારના છેડા સાથે મેગ્નેટોનો એક તાર જોડી—અને બીજો તાર જમીનને અડકાડી—પચ્ચીસ ત્રીસ વાર હાથો ફેરવો, જેથી વિજળીક-તણખાની અસર ઝાડને બાંધેલા તાર દ્વારા દરેકે દરેક ઝાડને થઇ જશે.

દેખીતું છે તેમ, વિજળીક-તણખા ક્યારે અને કેટલી વાર આપવા તેનો ચોક્કસ નિયમ નક્કી કરી આપી શકાય એમ નથી ઝાડ પાનની હાલત, તેમનો વિકાસક્રમ વગેરે જોઇને યોગ્ય પ્રમાણમાં વિજળીક-તણખા આપવા જોઇએ

## ગુરવીચ એમ. કિરણોની પધ્ધતિ

વનસ્પતિશાસ્ત્રીઓએ શોધી કાઢ્યું છે કે પ્યાજ, મૂળા અને ગાજર જેવા કંદમૂળો માંથી એક જાતના વિજળીક કિરણો મ્હોટી સંખ્યામાં નીકળે છે, જેને ગુરવીચ એમ કિરણો કહે છે અને જે દ્વારા ખેતીવાડીને લાભ થઇ શકે છે

આ એમ. કિરણોનો લાભ મેળવવાની રીત એ છે કે દરેક બાગમાં બીજા ઝાડની આસપાસ પાંચ સાત કાંદા પણ રોપવા અથવા જ્યાં કુવો હોય યા જ્યાંથી બાગ માટેનું પાણી મળતું હોય ત્યાં ૬ ફુટ સમ ચોરસ યા એથી વત્તો મ્હોટો ક્યારો બનાવી, તેમાં ભરપુર ગોળી દેવા અને એ ક્યારામાં સર્પાકાર—પાણીના બની શકે તેટલી નીકો બનાવી અને તેનો ઉપલો છેડો કુવાના પાણીની મુખ્ય નીક સાથે મેળવવો અને નીચલો છેડો બાગમાં પાણી જવા માટે બનાવેલા નીકમાં જોડી દેવો. જેથી કુવામાંનું પાણી પ્રથમ એ ક્યારામાં જઇ, સર્પાકાર નીકોમાં વહીને વિજળીક કિરણોની અસર મેળવી લે અને પછીજ બાગમાં જાય. ઇચ્છા હોય તો આવા ક્યારા એક કરતા વધારે પણ બનાવી શકાશે કારણ એથી લાભજ થાય છે, હાની બિલકુલ નહિ.

■ ■ ■

ઇલેક્ટ્રોકલ્ચરની આ મુખ્ય પદ્ધતિઓ થઇ સૂર્યના કિરણો માટે કહેવાનું ન હોય. ઝાડ પાનને સૂર્યની રોશની પુરતા પ્રમાણમાં મળવી જોઇએ, એ સિદ્ધાંત હવે હરકોઇ ખેડુત અને બાગબાન સારી પેઠે સમજે છે.

ઇલેક્ટ્રોકલ્ચરની પદ્ધતિથી કેવો અદ્ભુત લાભ થાય છે, તેની સનદ રૂપ એક છબી આ અંકના મુખપૃષ્ઠ પર છપાઇ છે, જેમાં ઇલેક્ટ્રોકલ્ચરના ઉપયોગ વિના ઉછેરેલા છોડની પાસે એક બીજા ઇલેક્ટ્રોકલ્ચર પદ્ધતિએ ઉછેરેલા છોડની છબી આપી, બેઉની સરખામણી કરવામાં આવી છે પરિણામ સ્પષ્ટ છે અને તે, હરકોઇને ઇલેક્ટ્રોકલ્ચર પ્રત્યે આકર્ષે છે.

મિશ્ર-ધાતુ ઝુનું ભેગાણી અને બનાવ થાશે

આવો, હવે આપણે એ ઇતિહાસ-પ્રસિદ્ધ મિશ્ર-ધાતુના થોડાક પ્રયોગો જોઈએ —

કાંસુ

૧-તાંબુ ૯૫ તોલા, જસત ૧ તોલો, કલઇ ૪ તોલા

આ પ્રયોગ બ્રિટિશ સિક્કાઓની મિશ્ર-ધાતુનો છે

૨-તાંબુ ૧ રતલ, કલઇ ૧/૨ ઔંસ

આ કાંસુ પ્રાચિન કાળમા ખીલા બનાવવા માટે વપરાતુ હતુ એનો રંગ લાલાશ પડતો પીળો હોય છે

૩-તાંબુ ૧ રતલ, કલઇ ૧ ઔંસ

આ પણ લાલાશ પડતા પીળા રંગની મિશ્ર-ધાતુ છે અગાના ઝમાનામા ન્હાની ઘંટડીઓ બનાવવા માટે એનો ઉપયોગ થતો હતો

૪-તાંબુ ૧ રતલ, કલઇ ૧૧/૪ ઔંસ.

એનો રંગ પણ એવોજ લાલાશ પડતો પીળો હોય છે પ્રાચિન કાળમા ગણિતશાસ્ત્રના હથિયારો એ કાંસામાંથી બનાવવામા આવતા હતા

૫-તાંબુ ૧ રતલ, કલઇ ૧૧/૨ ઔંસ

કાંતણના યંત્રો માટે વપરાતી આ મિશ્ર-ધાતુનો રંગ પણ લાલાશ પડતો પીળોજ હોય છે

૬-તાંબુ ૧ રતલ, કલઇ ૨ ઔંસ

હથિયાર માટેની આ મિશ્ર-ધાતુનો રંગ પીળાશ પડતો લાલ હોય છે

૭ તાંબુ ૧ રતલ, કલઇ ૨૧/૪ ઔંસ

રંગ અને ઉપયોગ ઉપરની મિશ્ર ધાતુ મુજબ

૮-તાંબુ ૧ રતલ, કલઇ ૨૧/૨ ઔંસ

રંગ પીળાશ પડતો લાલ ઉપયોગ ઘંટ બનાવવા માટે

૯-તાંબુ ૧ રતલ, કલઇ ૩ ઔંસ

ઘંટડીઓ બનાવવા માટે આ કાંસુ વપરાય છે એનો રંગ બહુ પડતો લાલ હોય છે

૧૦-તાંબુ ૧ રતલ, કલઇ ૩૧/૨ ઔંસ

રંગ ઉપર મુજબજ ચીની વાદ્ય 'ગોંગ' એ મિશ્ર-ધાતુનું બને છે

૧૧-તાંબુ ૧ રતલ, કલઇ ૪ ઔંસ

આ કાંસુ ઘંટડીઓ બનાવવા માટે ઉપયોગી છે અને એનો રંગ રાખોડી-ઝાંખો હોય છે

૧૨-તાંબુ ૧ રતલ, કલઇ ૪૧/૨ ઔંસ

રંગ અને ઉપયોગ ઉપલી મિશ્ર-ધાતુ મુજબજ.

૧૩-તાંબુ ૧ રતલ, કલઇ ૫ ઔંસ

એનો રંગ હોય છે ઘેરો ભૂરો અને એ મ્હોટા ઘંટ બનાવવા માટે વપરાય છે

૧૪-તાંબુ ૧ રતલ, કલઇ ૭ ઔંસ

આ કાંસુ સફેદાશ પડતા રંગનું બને છે પ્રાચિન કાળમાં જ્યારે કાચના આરીસા બનાવવા ન હતા ત્યારે, આજ ધાતુના આરીસા બનાવવામા આવતા હતા.

૧૫-તાંબુ ૭૪૩/૪ ઔંસ, કલઇ ૧૧૧/૪ ઔંસ, સીસુ ૯ ઔંસ, સુરમા-ધાતુ ૪૧/૨ ઔંસ

આ પ્રયોગ જર્મનીના રીશની શોધ છે શોધકનો દાવો છે કે આ મિશ્ર-ધાતુ ઍસિડ અને અલ્કેલાઇન મિશ્રણો સામે સફળ રીતે ટક્કર ઝીલી શકે છે અને તેથી લેબોરેટરીમાં વપરાતા એમેલાઇટ, વલ્કેનાઇટ કે ચીનીના વાસણને બદલે આ મિશ્ર-ધાતુના વાસણો વાપરી શકાય છે

૧૬-તાંબુ ૯૪૩/૪ ભાગ, કલઇ ૫૧/૪ ભાગ

આ કાંસુ મેલાઇ રૂપમા ઘણું પાતળું થઇ જતું હોઇ, ગમે તેવી બારીક તરહવાળા બીબામાંય સરળતાપૂર્વક ઢાળી શકાય છે

૧૭-તાંબુ ૧૦૦ ભાગ, કલઇ ૧૪ ભાગ

કાપવાના ઓજારો માટે આ કાંસુ ખુબજ અનુકુળ છે

૪૨–તાંબું ૮૮ ઔંસ, કલાઈ ૯ ઔંસ, જસત ૨ ઔંસ, સીસું ૧ ઔંસ.

૪૩–તાંબું ૮૮૬ ભાગ, કલાઈ ૫ ભાગ, જસત ૧૦૬ ભાગ, સીસું ૨ ભાગ

૪૪–તાંબું ૯૦ ક્વાર્ટર, કલાઈ ૯ ક્વાર્ટર, સીસું ૧ ક્વાર્ટર.

૪૫–તાંબું ૯૧ મણ, કલાઈ ૯ મણ

૪૬–તાંબું ૮૫ તોલા, જસત ૧૧ તોલા, કલાઈ ૪ તોલા.

૪૭–તાંબું ૬૪૬ રતલ, કલાઈ ૧૮ રતલ, જસત ૧૦ રતલ, સીસું ૭૬ રતલ

આ તથા ૪૮, ૪૯, ૫૦ અને ૫૧મા પ્રયોગ પ્રમાણે બનતું કાંસું કાનસો માટે ખાસ છે, કારણ કે આ મિશ્ર-ધાતુ ખૂબજ કઠણ હોય. કાનસની બનાવટમાં લોખંડને બદલે વાપરી શકાય છે. અલબત, એની કાનસો જુદી જાતની થાય તે માટે તેને 'કમ્પોઝિશન ફાઈલ્સ' (Composition Files) કહે છે

૪૮–તાંબું ૬૨ ઔંસ, કલાઈ ૨૦ ઔંસ, જસત ૧૦ ઔંસ, સીસું ૮ ઔંસ

૪૯–તાંબું ૫૭ ભાગ, કલાઈ ૨૮૬ ભાગ, જસત ૭૮ ભાગ, સીસું ૭ ભાગ

૫૦–તાંબું ૧૧૬ ક્વાર્ટર કલાઈ ૩૧ ક્વાર્ટર, સીસું ૮૬ ક્વાર્ટર

૫૧–તાંબું ૭૩ ટન જસત ૮ ટન, કલાઈ ૧૯ ટન, સીસું ૮ ટન

અપૂર્ણ



એક સરળ ઉદ્યોગ

# પુંઠાના બાક્સ

નિત્ય દિનના ઉપયોગની સેંકડો નહિં હજારો ચીજો એવી છે, જેમની પેકીંગ માટે ડબ્બા યા બાક્સની જરૂરત પડે છે યા તે વપરાવાનો રિવાજ છે એ ડબ્બા યા બાક્સનો ઉદ્યોગ એમની ગંજાવર ખપતને લીધે, જેમ ઠીક ઠીક નફાવત છે, તેમ સરળ પણ છે.

મૂળ બનાવટની દ્રષ્ટિએ જોતાં, એવા ડબ્બા યા બાક્સ બે ચીજોના બને છેઃ (૧) પુઠાના અને (૨) પતરાના. આપણે, બેશક, અહિં પુઠાના ડબ્બા અથવા બાક્સનીજ વાત કરીશું.

▪ ▪ ▪

પુઠા મુખ્યત્વે બે પ્રકારના હોય છે.

૧, કાર્ડ બોર્ડ

૨, સ્ટ્રૉ બોર્ડ

કાર્ડ બોર્ડ એટલે તે પાતળાં પુઠાં, જેની એક બાજુ રંગીન અને લીસી હોય છે અને બીજી બાજુ સફેદ અને ખરબચડી હોય છે. સહુજ ઓછા વત્તા પાતળા પુઠા આવે છે ખરા, પણ તેની જાડાઈ–પાતળાઈ ઘણીજ ઓછી હોય છે,[1] અને તેથી તે અંગે લંબાણની જરૂરત નથી. આ પુઠા ગ્રોસના ભાવે વેચાય છે, જ્યારે સ્ટ્રૉ બોર્ડ એટલે તે ખાખી રંગના દરેકાઈને પરિચિત પુઠા. જે પાતળા કાર્ડ બોર્ડની જાડાઈથી શરૂ થઈ ૩/૮ ઇંચ યા તેથીય વધુ જાડાઈ સુધીના આવે છે, અને જેને દરેક કાગદીને ત્યાં છુટક તથા હંડરવેટના ભાવે મળી શકે છે

કાર્ડ બોર્ડ ૨૨૬ ઇંચ પહોળા અને ૨૮૬ ઇંચ લાંબા માપના આવે છે, જ્યારે સ્ટ્રૉ બોર્ડ ૨૫ ઇંચ પહોળા અને ૩૦ ઇંચ લાંબા હોય છે અને

(૧) જાડા કાર્ડ બોર્ડ પણ આવે છે ખરા, પણ તેનું ચલણ ઘણુંજ ઓછું છે

